# કોલાબાથી-કાશમીર.

## મુંબઇથી કાશમીર, ગુલમર્ગ અને ઇસ્લામાબાદ વગેરે સુધીની મારી મુસાફરીનો ટુંક હેવાલ.

### સંખ્યાબંધ ચીત્રો સાથે.


લખનાર

નાદીર અ. રૂ. કનફેક્ષનર.



ઈ. સ. ૧૯૨૦.

આ પુસ્તક મી૦ નાદીર અ. ર. કનફેક્શનરે વિકટોરીયા બેકરી, પારસી બજાર, કોટ મધેથી પ્રગટ કર્યું છે, અને મી૦ અરદેશર ખરશેદજી દેશાઈએ નં. ૭૫ બજાર ગેટ સ્ટ્રીટ મધે આવેલા પોતાના નવરંગ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે.

# માહરા બે બોલ.

પ્રીય વાંચક, મારા નાના વ્હાલા ભાઇને કુદરતની બલીહારી નીહાળવા મુસાફરી કરવાનો અત્યંત શોખ હતો, જે ઉમીદ તે પોતે બર લાવી ન શકવાથી, તેનીજ પેઠે આવો શોખ ધરાવતાં કંઈક મુસાફરોને એક ભોમ્યા સમાન થોડે ઘણે અંશે ઉપયોગી થઈ પડે એવા હેતુથી, કાંઈ પણ નફાની હાંસલ વીના આ નાનકડું પુસ્તક તારી હજુર રજુ કરૂં છું, જેમાં સમાવેલી બાબદોમાં યા કોઈ બીજી ભુલચુક તને માલમ પડે તો તે આ મ્હારી પ્હેલી કોશેશ જોતાં દરગુજર કરશે.

માહરો ટુંક ખુલાશો ખત્મ કરવા પહેલાં આ પુસ્તકને એક અતી વિદ્વતાભર્યા દીબાચાથી દીપાવનાર આપણી પારસી પંચાયતના બાહોશ મંત્રી અને મશહુર સકૉલર શમ્સ-ઉલ-ઓલ્મા ડૉ. જીવનજી જમશેદજી મોદીનો દીલોજાન આભાર માનું છું.

મુંબઈ, તા૦ ૨૫ મી ડીસેમબર, ૧૯૧૯. — નાદીર.



મરહુમ રૂસી અરદેશર રૂ૦ કનફેક્ષનર.

# અર્પણ પત્રિકા.

ધરૂં જેમ યાદ હું હરપળ,
યાદ મ્હારી તું ત્યાં ધરજે,
રહી મવકુલ મ્હારી ઉપર,
મ્હેર ભરી તું મ્હેર કરજે,

આ ક્ષણભંગુર સૃષ્ટીની મીથ્યા મોહ માયા છોડી, અઢાર વર્ષની તારૂણ વયે વહાલાંઓને તવળતાં મેલી, આટલી કોમળ વયે પણ પોતાના બાપીકા ધંધા પ્રત્યે હેડે હાઞ ધરાવી, સ્કુવારના મ્હોરમાં ઉઠી દુકાન ખોલાવી ત્યાં તે પરમકૃપાળુ અહુરમઝદની નીશદીન સતાયશમાં મશગુલ રહી, કુદરતની અનુપમ લીલા અને બક્ષીડારીના લ્હાવા ચાખવા મુસાફરીનો અત્યંત શોખ ધરાવી. ઉંચી પદ્ધતીના ખુદાઈ ખ્યાલો ધરાવી. કુદરતી કીર્તીનાં ગાયનોનો અતી શોખીન હોઈ. છેવટે તે દયાળુ દાતાર અહુરમઝદનીજ ગોદમાં સદાની શાંતીમા પોઢેલા એ રૂસ્તીમ! "તારાં અનોશેહ રૂવશીને સદા શાંતી હોજો" એવી તારા પ્રત્યેની પ્રેમભાવ સાથની ખરાં જીગરની બંદગી સાથ આ નાચીઝ પુસ્તક તને અર્પણ કરૂં છું.

નાદીર.

# પ્રસ્તાવના.

"Who has not heard of the Vale of
Cashmere,
With its roses, the brightest that
earth ever gave,
Its temples, and grottos, and fountains
as clear,
As the love-lighted eyes that hang
over their wave?"
Here the music of pray'r from a
minaret swells,
Here the Magian his urn full of
perfume is swinging.
And here, at the altar, a Zone of
sweet bells
Round the waist of some fair Indian
dancer is ringing."

(The Light of the Haram. Lala
Rookh, by Thomas moore.)

એક ભલા દસ્તુરજી સાહેબ તરફથી તા૦ ૭ જુન ૧૯૧૯ નો એક પત્ર મને મળ્યો હતો, જેમાં આ પુસ્તકના જવાંન ઉમંગી લખનારની પિછાણ કરાવી હતી. અને લખ્યું હતું કે "એવણ "કોલાબાથી કેશમીર" નામની એક મુસાફરીની ચોપડી છપાવે છે અને એ ચોપડીમાં એવણ કેશમીરનું સઘળું બ્યાન આપનાર છે." એ મુસાફરી તમો સાહેબે પણ બબે વખત કીધી છે, અને કેશમીરને લગતું બ્યાંન તમોએ પત્ર દવારે પણ છપાવ્યું હતું, તેથી એ ઉધરતા જવાન તમો સાહેબથી એવી ખાહેશ કરે છે કે એવણની ચોપડીને લગતો દીબાચો તમારે મુબારક હાથે લખી આપો." આ મેહરબાંન દસ્તુરજીનો સુખન માથે ચહડાવી મેં હા પાડી હતી અને તે મુજબ આ બે બોલ લખું છું.

મથાળે મેં જાણીતા શાએર થોમસ મુરના કાશમીર બાબેના સુંદર શબ્દો મેલ્યા છે. કહે છે કે આ શાએરે કેશમીરમાં તો શું પણ હિંદ સર

જમીન ઉપર પણ પગ વટીક મેહલ્યો ન હતો. તે છતાં તેણે પોતાની લાલારૂખ નામની કવિતામાં, પોતાનાં વાંચણુ ઉપરથી, પુર્વ ભણીનાં મુલકોને લગતી બાબતોનું અને કાશમીરના મુલકની સુંદર્તા વિગેરેનું એવું તો સુંદર વર્ણન આપ્યું છે કે ઉગમન ભણી વાસો કરી જનારા અંગ્રેજી લખનારાઓએ તેની સ્તુતિ કરી છે કે જાણે એક માહીતગાર પુરૂષે લખ્યું હોય તેમ થોમસ મુરે પોતાની સુંદર કવિતા લખી છે. આ કવિતામાં પોતાની વાર્તામાં એક કણું મેળવી એણે કદીમ પારસીઓ યઝદજર્દ શેહર્યારની હાર પછી નાહસ્તા અને લડતા લડતા ઇરાંની અખાત ઉપર હોર્મઝ શેહરમાં આવ્યા અને નીરાશ થયા તેની એક કરૂણારસ વાર્તા "આતશની સેતાયશ કરનારાઓ" (The Fire worshippers) એવે નામે આપી છે.

મથાળે મેલેલા શબ્દોમાં શાએરે બીજાઓ સાથે માજીઓને યાને ઇરાની મોબેદોને સુગંધી પદાર્થો બળાતા આતશનાં આકૃસ્ગાન્યા સહ

કરતા જણાવ્યા છે. પુરાણા પુસ્તકોનાં તવારીખી ઇસારાઓ જણાવે છે કે એ વખતે અહિ અવાર નવાર થોડી કે ઘણી ઈરાનની હકુમત હોય. એ બાબે હું બીજી જગ્યાએ થોડુંક બોલ્યો છું. કાશમીરની તવારીખનું વર્ણન આપનારૂં રાજતરનગીની નામનું પુસ્તક પણ એ બાબે એશારા કરતું દીસે છે. ગમે તેમ હોય પણ હાલમાં તો ત્યાંથી ઈરાનની હકુમત ગઈ છે. ઇરાનનો પગ દંડો ગયો છે. હવે જો કે ઈરાન યા ઇરાનીઓનો બાથુકનો પગ દંડો ત્યાંથી ગયો છે, તો પણ તેઓના વારેસો, તે હાલના પારસીઓનો ત્યાં થોડોક પગ પેસારો હજુર ચાલુ છે. ત્યાં એક પારસી જજ ઇનસાફ તોલે છે. એક પારસી વેપારી ત્યાંની જમીનમાં પેદા થતી કુત નામની અસલથી જણાયલી પેદાશનો વેપાર કરે છે. એકથી વધુ પારસી પેઢીઓ દુકાન ચલાવે છે. આ સર્વ સાથે વળી હાલ કેટલુંક થયું આપણાં પારસી ભાઇઓ મોસમમાં (એપ્રીલથી

અકટોબર) ત્યાં સહેલગાહે જાય છે. આપણા ગ્રંથકર્તા એવા સેહેલાણીઓમાના એક છે. એવણે પોતાની સેહેલ હાથમાં કાગળ અને પેન લઇ કીધી છે. અને ત્યાં જે જોયું અને જોવા સાથે ત્યાંની ભોમ્યા પોથીમાં જે વાંચ્યું તેની નોંધો કીધી છે. તે નોંધો તેવણે પોતાનાં આ નાનકડાં પુસ્તકમાં પ્રગટ કીધી છે. અને ભવિષ્યનાં કોઈ સેલાંણીઓને આ સુંદર મુલકમાં શું શું જોવા લાયક છે. તે જણાવ્યું છે. આ મુલકની ઉડતી મુલાકાત લેનારાઓ જેઓ આ મુલકમાં શું શું જોવા લાયક છે તે માટે મોટી ભોમ્યા પોથીઓમાં વારે ઘડીએ નજર નાખવા નહિ માગતા હોય તેઓને આપણા આ ઉમંગી મુસાફરના ટુકાં વર્ણનો ઉપયોગી થઇ પડશે. ખુદા તાલાએ પેદા કરેલા કોહેક સુંદર મુલકોમાં કાશમીર સુંદરમાં સુંદર છે. તેની એકથી વધુ મુલાકાતો લેતાં તમો કંટાળતા નથી. તમોને કાશમીર. તેનાં જુદાં જુદાં સુંદર ખુણાંઓમાં, કેડે અને કેડે, નવું અને નવુંજ દેખાય છે. અસલના વખતથી તેની

સુંદર્તાની સિફ્ત થાતી આવી છે. મોગલ પાદશાહોનો તે ઊપર ચાહ હતો અને તેમાં જહાંગીર તો એ મુલક ઊપર મોહીત પડયો હતો અને ઇચ્છતો હતો કે તેનાં કોઈ બીજા મુલકો તેનાં હાથમાંથી કદાચ જતા રેહે તો ફીકર નહિ, પણ કાશમીર નહિ જાય તો સારૂં. કાશમીર તેના હાથમાંથી તો નહી ગયું પણ તે કાશમીરનાં હાથમાંથી ચાલ્યો ગયો. કાશમીરથી પાછો ફરતા તે માંર્ગમાં મરણ પામ્યો. આ દુન્યાની સુંદર જગ્યાઓમાં જો મરનારોનો જીવ ભરાઈ રેહતો હોય તો કાશમીરમાં ખચીત તેમ જેહાંગીરનો જીવ ભરાઈ રહયો હોય. એવા સુંદર મુલક સાથે પિછાણ કરાવનાર આ નાનાં પુસ્તકની અને તેના જવાન કર્તાની પીછાણ કરાવતાં તે દાદાર હજુર દુઆ ગુજારૂં છું કે તે સાહેબ આ સુંદર મુલકને આબાદ રાખે અને આ ગ્રંથ કર્તા જેવા ઘણાક ઉમંગી જીવડાઓને રાહત આપે.

મુંબાઈ
તા૦ ૧ લી ડીસેમ્બર ૧૯૦૮ } જીવનજી જમશેદજી મોદી

# સાંકળ્યું.

## બાબતો.

વાંસદાની મુળાકાત, સાંજ વર્તમાન પ્રીં.—પ્રેસ.
જેપુરની મુળાકાત. ,, ,, ,, ,,
અજમેરની મુળાકાત. ,, ,, ,, ,,
ગ્વાલીઅરની મુળાકાત. નવરંગ ,, ,,

# ચીત્રો.

# કાશમીર.

## મુંબઇથી રાવલપીંડી.

કાશમીર બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેના પંજાબ મેલમાં સવળતાથી જવાય છે, જેમાં સાંજે ચાર વાગે કોલાબેથી (મુંબઇ) ઉપડયા કે ટ્રેનમાં માત્ર બે રાત ગુજારી ત્રીજે દીવસે સાંજે ૬ વાગે રાવલપીંડી પુગાય છે. બીજા વર્ગનું ગાડી ભાડું માણસ દીઠ રૂ. ૬૩) અને ત્રીજાનું રૂ. ૨૩) પ્રડે છે. ત્રીજા વર્ગના ઉતારૂઓને દીલ્હીથી ટ્રેન બદલવી પડે છે, જ્યારે બીજા વર્ગના પાધરા રાવલપીંડી પ્હોંચે છે. ટ્રેનમાં મુસાફરી વેળા રસ્તેના સખત તાપથી અને એનજીનના કોલસાથી આંખને બચાવવા એક કાળા ચશ્માંની જરૂર છે.

# રાવલપીંડી.

---

રાવલપીંડીનાં સ્ટેશન પર ઉતારૂઓ માટે "રેસ્ટ હાઉસ" બાંધવામાં આવ્યું છે. એ શહેરને ત્યાંના લોક ટુંકમાં પીંડી કરીને કહે છે, અને એ નોર્થવૅસ્ટર્ન રેલવેનું જાણીતું સ્ટેશન છે, કે જ્યાંથી પેશાવર (Key of India) જવાય છે. રાવલપીંડી મીલીટરી સ્ટેશન હોવાથી શહેરના રસ્તા સાફ સફાઇદાર છે. એક સરખી બાંધણીના નાના મોટા એક હરોલમાં બાગ વગેરે સાથના બાંધેલા બંગલાઓ, મીલીટરી કેંપ, હોસપીટલ, હોટેલો, મોટા તેમજ નાના વેપારીઓ અને પરચુટણ માલની દુકાનો, બજારો, ફ્રીમેસન હોલ, વગેરે, વગેરેથી રાવલપીંડી ઠંડીની મોસમમાં એક સુંદર શહેર હોવાનો દાવો કરી શકે. ગરમીના દીવસોમાં અહીં અતી સખત તાપ પડે છે. વળી અહીં સુંદર ફુલ ફળાદીથી ભરપુર શોભાયમાન બાગો, પુતળાંઓ વગેરે પણ જોવામાં આવે છે.

રાવલપીંડીમાં મેસર્સ ફરામરોઝ બોગા એન્ડ કુંપની, જનરલ મરચંટસ છે. હંમેશના માયાળુ, મીલનસાર અને સાલેસાઇ ભરેલા આ પારસી બેરાદરોના

જેટલી તારીફ લખું એટલી ઓછીજ ગણાય. એક દુર દરાજ પઠાણોના મુલકમાં પારસી ભાઇઓને એઓની તદ્દન મુફત અને બીન હાંસલની મ્હેમાનદારી અને કીંમતી મદદ કેટલી આશીરવાદ સમાન લાગે તેનો ખ્યાલ તો ત્યાં જે જાય તેનેજ આવી શકે. જેટલા બી દીવસો તમો ત્યાં રહો તેટલા દીવસ એઓ તરફથી તમારી ખીદમતમાં ગાડી ઘોડો નોકરો, ખાણું, વગેરે તદ્દન મુફત હાજર રહે છે. "સખાવત" તારૂં નામ પારસી છે તેનો કાંઇક ખ્યાલ આ પ્હાડી જગોએ પણ મળે છે. એ ભલા બેરાદરોને મળવાથી આપણને ખાત્રીની મોટાર ભાડે મળે છે. કે જેનું ત્રણ બેઠકનું ભાડું રૂ. ૨૨૫) પડે છે. જો કે એવી બીજી કંપનીઓ ઘણી છે પણ સારી મોટાર કારો ધરાવતી આ કંપનીની મોટારમાં જવાથી હલાકી પડતી નથી. નહિં તો રસ્તામાં પંકચર વગેરે પડી ઘણો વખત નકામો બરબાદ જાય છે. જો સારી મોટાર હોય તો રાવલપીંડીથી કાશમીરના શ્રી નગર શહેરે દોઢ દીવસમાં પુગાય છે. ટાંગાનું ભાડું ત્રણ બેઠકના રૂ. ૫૫) લે છે, પણ શ્રીનગર પ્હોંચતાં એક અઠ વાડીયું લાગે છે, અને નબળી કંમરની ઠીક ખબર

લેવાય છે. રાવલપીંડીથી કાશ્મીર જતાં રસ્તામાં ઠેક ઠેકાણે "ડાક બંગલાઓ" આવે છે અને ત્યાં ખાવા પીવાની સગવડ કોઇ પણ વેળા મળે છે. રસ્તે તાપ પુશકળ પડે છે, ધુળના લેપડા મોં ઉપર ચોંટે છે, અને અંગ બળની ઠીક કસરત થાય છે. વળી પહાડો ઓળંગતાં કોઇ કોઇ જગ્યા એવી ઉતરાણ વાળી આવે છે કે ટાંગાના ઘોડાઓ ઘડીઘડી સરી પડે છે અને કાંઇ ને કાંઇ માઠો બનાવ બન્યા વીના રેહેતો નથી.

---

## રાવલપીંડીથી કાશમીર.

---

આપણી મોટોર રાવલપીંડીથી ઉપડી નીચલાં ગામડાં ઓમાંથી પસાર થાય છે:-ત્રેત, મરી, કોહાલા, દીવાલ, દુલય, દોમેલ, ગરી, ચીનાંરી, ઉરી, રામપોર, બારા મુલ્લા અને પટન. રસ્તાની ચારે બાજુએ—પાહરેગીરોની પેઠે ગગનસે પોતાનું માથું અડાડી દમામદાર રીતે ઉભેલા પ્હાડોની અલગાર આપણું મન

ગંભીર બનાવે છે. ત્રેતગામે પ્હોંચતાં સાંજ પડવાથી અમોએ અહીં મુકામ કર્યો.

---

## त्रेत.

---

આ એક સુંદર પ્હાડી ગામડું છે; અને ઠંડક પણ ઘણીજ સારી છે. ત્યાં થોડા એક સોલજરોને રાખી કેંપ બનાવી છે. અહીંનો ડાક બંગલો આજુબાજુ ઉંચા પ્હાડોની ઘટા વચ્ચે બાંધવામાં આવ્યો છે. પહાડોની ટોંચો- પર ત્યાંના રહેવાસીઓના ઝુપડાંઓ જોવામાં આવે છે. રાત્રે પુરણીમાંનો ચંદ્રમાં પોતાના પુર દમામ સાથ આ ગંભીર પ્હાડોની પાછળથી ધીમે ધીમે બહાર આવી આ અંધકાર સૃષ્ટીને પોતાના પ્રકાશથી નવાજતો હતો ને વેળા પ્હાડોપર આવેલાં ઝુપડાંઓમાં સળગાવેલી નાની બતીઓ દીવાળીની રોશનીનો આબાદ ખ્યાલ આપતી હતી.

બીજે દીવસે સહવારના છ વાગ્યામાં ગોલાબી ઠંડી વચ્ચે અમો ચાહ નાસ્તો લઇ મોટોરમાં પાછા ઉપડયા.

એક આંધળું ઉંટ યા ગાંડા હાથી મીસાલ અમારી મોટરે પહાડો સ્હેલાઈથી ચઢવા માંડયા. પશ્ચીમ બાજુએ પહાડોની ઘટામાંથી અસ્ત પામતો ચંદ્રમાં અને પુર્વ દીશાએ ઠંડીની ઝાકળમાં વાદળાંઓ વચ્ચે ઘેરાયલો સુર્યનો ઝાંખો રાતો ગોળો ધીરે ધીરે ઉંચે ચઢી એવો દેખાવ રજુ કરતો હતો કે જે સુંદર દેખાવ ચીતારવાની યા તે દેખાવના સરજનહારની મહીમા ગાવાની મારી આ નાચીઝ કલમમાં શકતી નથી. ઉંચા પર્વતોની કીનારીએ પાકા સર્પરોકા રસ્તા બાંધેલા છે, અને ઠેક ઠેકાણે લોખંડના યા લાકડાંના પુલો બાંધેલા છે. પહાડોની ટોંચ ઉપરથી અસંખ્ય પાણીના ઝરાઓ મોટાં જોર સાથ અને કાન ફાડી નાખે તેવા અવાજો કરતા ધોધમાર વહયા જઇ નીચેની ઉંડી ખીણમાં પડતા હતા. અમારી મોટાર ૭,૦૦૦ ફીટની ઉંચાઇએ ચઢી હશે કે અમને બીર દારૂના જેવો પમરાટ આવ્યો. હમારા શોફરને પુછતાં જણાયું કે અહીં નજદીકમાં "Muree Brewery" આવેલી છે. કે જગાં બીર દારૂ ગાળવામાં આવે છે. એ બીર આપણી તરફ મળતા ઇંગ્લીશ કે જાપાનીઝ બીરથી અતી ઘણો ચઢયાંતા અને સ્વાદીષ્ટ અમને માલમ પડયો, જેની કીંમત બાટલી દીઠ આઠ આના છે. અહીંથી ઉપડેલા ધીરે ધીરે

મરી આવી પુગ્યા, અહીં પણ પીંડી માફક સર્વે મામલો છે. મરીથી ઉપડયા કે દુરથી હીમાલયના બરફથી ઢંકાયલા પ્હાડોનાં વળી પાછાં દર્શણ થાય છે. બરફથી ઢંકાયલા પ્હાડોની ટોંચો, સુંદર ફુલ ફળાદી અને પાઇનના ઉંચાં ઝાડો વગેરેથી ખીચોખીચ ભરપુર ખીણો, તેમજ દરેક નજદીકના પ્હાડોના ઢોળાવપર કીધેલી ખેતી વગેરે આપણી નજર સામે કાંઇક ઔરજ મોહ પમાડનારો દેખાવ રજુ કરે છે. કુદરતની બલીહારી ન્યારી છે. મરીથી ઉપડેલા કુદરતની આ સુંદર રચના નીહાળતા કોહાલા આવી પુગ્યા.

અહીંથી કાશમીર જવાના બે રસ્તા છે. એક કોહાલાથી અને બીજો એબટાબાદથી. અહીં ધસારાબંધ અતી જોશમાં વ્હેતી જેહલમ નદી ઉપર એનજીનીયરીંગ કળાનો અચ્છો અનુભવ આપતો તારનાં દોરડાંઓપર ઝુલતો લોખંડનો એક પુલ બાંધ્યો છે જે પુલ ઓળંગતી વખતે ટોલ ભરવો પડે છે. એ પુલની એક દીશાએ બ્રીટીશ અને બીજી દીશાએ કાશમીરી સ્ટેટની હદ આવેલી છે આ પુલ આળંગી પેલેપાર ગયા કે કાશમીરી હદ શરૂ થાય છે. અહીં પણ એક સુંદર ફરનીચર સાથનો ડાક બંગલો છે. આ જેહલમ નદીમાં લાકડાંના મોટ: બીમો

હંમેશ તરતાં અને ઘસડાતા માલમ પડે છે. કઠીઆરાઓ સરકારી ગીચ જંગલોમાંથી મોટાં ઝાડો કાપીને નીચે આ નદીમાં નાખે છે જ્યાંથી તેઓ પાણીના ધોધ બંધ રોહ સાથ પોતાની ધારેલી જગ્યાએ જઈ પુગે છે, જેથી એ લાકડાંઓને માટેની ગાડી ભાડાં વગેરેનો સર્વ ખર્ચ બચી જાય છે. કોહાલાથી ઉપડેલા આશરે બાર માઇલનો ટપ્પો પુરો કરી, ઉંચા દમામદાર પ્હાડો, તે પર ઉગેલી લીલોતરી સુખી ખેડુતોનાં ઝુપડાંઓ અને તેનીબી પેલે પાર બરફથી ઢંકાયલા પર્વતોનો મન આકર્શક દેખાવ નીહાળતા, પહાડોની કઠણે કોતરી કાઢેલા સર્પ રોકા, સાંકડા, ચઢાણ ઉતરાણવાલા રસ્તાઓ પરથી અને નાના બુગદાઓમાંથી ભુલ ભુલામણીની પેઠે પસાર થતા દુલય અને ત્યાંથી દશ માઇલ દુર ડોમેલ આવી પ્હોંચ્યા. અહીં પણ મહારાજા સાહેબનો "રેસ્ટ હાઉસ" રાખવામાં આવ્યો છે. તેમજ એક મોટો ડાક બંગલો પણ છે. વળી અહીં વેપારીઓની નાની મોટી દુકાનો. બજાર, પોસ્ટ અને ટેલીગ્રાફ ઓફીસ, સરકારી ડીસપેનસરી વગેરે પણ છે. અહીં થોડેક દુર "મુસાફર આબાદ" નામનું ગામડું વસેલું છે, જ્યાં અસલનાં દેહરાંઓ પણ જોવામાં આવે છે, અને તેથી જરા દુર પહાડ ઉપર એક પુરાણો કીલ્લો નજરે

પડ છે. અહીંથી પણ એબટાબાદ થઇ કાશમીર જવાનો રસ્તો આવ્યો છે. આગળ જણાવ્યા પ્રમાણે મરીને રસ્તેથી કાશમીર જવાય છે, પણ તે રસ્તે ઠંડીના દીવસોમાં અતીશય બરફ પડવાથી બહુ મુશકેલી નડે છે. અહીંથી ઉપડેલા આશરે ચઉદ માઇલનો ટપ્પો પુરો કરી "ગરી" આવી પ્હોંચ્યા.

---

## ડોમેલથી ગરી.

---

એની ઉંચાઈ દરીઆની સપાટીથી આશરે ૨,૭૮૦ ફીટની છે. અહીંથી પહાડો ધીરે ધીરે થોડા ઘણા દુર થતા જાય છે. અને તેઓ દેવદાર વગેરે ઇમારતી લાકડાં ઓથી ઉભાઇ જતા માલમ પડે છે. આ ઠેકાણેથી જેહલમ નદી જરા જોશમાં વહે છે, અને રાતના અહીંના ડાક બંગલામાં સુતા હોઇએ તો પાણીના અવાજો સંભળાય છે. જેહલમ નદીપર કેટલેક ઠેકાણે ખર્ચાળુ પુલો બાંધવાનું ન પાલવાથી દોરડાંના પુલો નાખવામાં આવ્યા છે જે ઉપરથી એક કીનારેથી બીજે કીનારે જવા સારૂ

માણસો લટકીને સરી પડે છે. અહીં પણ પોસ્ટ, ટેલીગ્રાફ વગેરેની સગવડ છે. અહીંથી ઉપડેલા અઢાર માઇલની એટલે કોહાલાથી બાવન માઇલની મુસાફરી પુરી કરી ચીનારી આવી પ્હોંચ્યા.

---

## ગરીથી ચીનારી અને ઉરી.

---

ગરીથી ચીનારી જતાં રસ્તે પ્હાડોની બાજુપર સુંદર રંગ બેરંગી લીલાં અને રાતાં પાદડાઓથી ભરપુર ચીનારનાં ઝાડો છુટાં છવાયાં દીસે છે. આ ચીનારનાં શોભાયમાન ઝાડો, ઉંચાં પાઇનનાં લાડો અને પ્હોડોની ઘટા સાથે મળી જઇ સુરજનો જરા પણ તડકો મુસાફરને લાગવા દેતાં નથી, તેમજ અતી ઘણી રાહત આપનારી ઠડક પાંથરે છે. અહીં નદીને કીનારે એક પુરાણો કીલ્લો જોવામાં આવે છે. અહીંથી ઉરી અઢાર માઇલ દૂર છે. અહીંથી બીજા અઢાર માઇલ કાપવે રામપુર પ્હોંચાય છે.

---

# રામપુર

આ એક પહાડ ઉપર વસેલું ગામડું છે, અને આ બાજુના પહાડી પથ્થરો સ્લેટ ના જેવા કટકાના દીસે છે. આ બાજુથી પણ સુગંધી ભર્યાં સુંદર રંગબેરંગી ફુલો સાથનાં ઝાડો વાળી ઉંડી ખીણો, ઠેક ઠેકાણે ખળ ખળ વ્હેતા પાણીના ઝરાઓ લીલાં છમ ખેતરો, દેવ દારનાં જંગલો અને જુનાં અસલી દેવાલયો સાથનો અહીંનો દેખાવ મોહ પમાડનારો હતો. અત્રે અમોએ એક રાત વીસામો લઈ બીજી સહવારે અઢાર માઇલ દુર બારા મુલા તરફ ચાલુ મુકયું.

---

# બારા મુલા.

આ એક નાનકડું પહાડો વગેરેથી ઘેરાયલું સીધી સપાટી ઉપર આવેલું ગામડું છે આ ગામડું પણ

૯૦૦ ઘરોનું બનેલું છે, અને વારંવાર ધરતીકંપના આંચકાને લીધે અસલ તદન નારાજ થઇ ગયલું હતું એમ કહેવામાં આવે છે, પણ હવે તો નવેસરથી પાછું બાંધવામાં આવ્યું છે. આ બારામુલાનો દેખાવ કાંઇક ઔરજ છે. ચોમેર ઉંચા બરફથી ઢંકાયલા પર્વતો અને વચ્ચે ખળખળ વેહેતી સુંદર નદીને કીનારે આ ગામડું આવેલું છે. આ બાજુ વીજળીનાં કારખાનાઓ "કાશમીર અને જમું ઇલેકટ્રીક વર્કસ" આવેલાં છે. જેની બાજુમાં એક મોટો ડાક બંગલો આવેલો છે. એ ડાક બંગલાની પેલી મેર જેહલમ નદી, અને તેનીબી પેલી મેર "નવશેરા"નામે ગામડું વસ્યું છે. આથી વળી થોડેક છેટે બનીઆર નામનું અસલી પુરાણું દેહરૂં દેખાય છે. આ બાજુ ઘડી ઘડી ધરતીકંપના આંચકા લાગવાથી કાશમીરના લોકોને એ અણગમતા પરોણાની કાંઇ નવાઇ નથી. ઘણાખરા વીઝીટરો બારામુલાથી પોતાની "હાઉસ બોટ" કરી શ્રીનગર પણ બોટમાંજ જાય છે. અહીંના ડાક બંગલાની પડોશમાં આવેલી એક નાની ટેકડી પરથી જોતાં ઉંચા મીનારા રોકા "નંગા પરબત," "હરમૂળ" (જેની ઉંચાઇ આશરે ૧૬, ૯૦૦ ફીટ છે.) વગેરે

પહાડો, તેની સાથે જરા દુર ગુલ્લમર્ગના પ્હાડો દેખાય છે. બારા મુલ્લામાં ઠીક બંગલાઓ જોવામાં આવે છે. ડાક બંગલા ઉપરાંત મ્હારાજા સાહેબનો "રેસ્ટ હાઉશ" પણ અહીં છે. ડાક બંગલાની નજદીકમાં પોતાનાં વ્હાલાં વતનથી અને સગાં વ્હાલાંઓથી વીખુટા પડેલા એક ઇંગ્રેજ જવાન ઍનજીનીયરની કબર છે જે જવાન નદીમાં ડુબી જવાથી મરણ પામ્યો હતો.

---

## પટન.

---

અહીંથી આપણે એક દમ સપાટી ઉપર આવી જઇએ છીએ, અને બરફથી ઢંકાયલા પહાડો ઘણાજ દુર અને સફેદ દુધ જેવા દીસે છે. અહીં પણ ડાકબંગલો, વેપારી દુકાનો, સરાઈ, બજાર, પોસ્ટ અને ટેલીગ્રાફ ઓફીસ વગેરે છે. અહીંથીબી સુદર બરફથી ઢંકાયલા નંગાપરબત, હર-મુખ, ગુલમગ વગેરેના પહાડો દીસે છે. એ ઉપરાંત રસ્તાની આજુબાજુ "પોપલર"નાં ઝાડોની સુંદર અલગાર, ખેતરો, પુલો, નદીઓ, ફુલોથી ઢંકાયલી ખીણો, વગેરે જોતાં

મન આનંદ પામે છે. ડાક બંગલાથી થોડેક દુર બે નાનાં અસલી ખંડીએરો, મુરતીઓ વગેરે આવેલાં છે. પોપલર નાં ઝાડોની અલગાર ઘણીજ ખુશનુમાં લાગે છે, અને એ અલગાર લગભગ ૪૦ માઇલ સુધી લંબાયલી છે. આ સુદર ઝાડોની ઘટા એવી તો ખુશનુમાં અને ઠંડક વાળી છે કે એ અલગારમાંથી પસાર થતાં આપણે બ્હેસ્તના બાગમાં લટાર મારતા હોઇએ એવું લાગે છે. કહે છે કે આવી રમણીય રચના કોઇ ઠેકાણે નથી. આ અતી રમણીય ઝાંડાની અલગાર પુરી કીધી કે જગ આશકાર સુંદર કાશમીરની રાજ્યધાની શ્રીનગર શેહેરે પ્હોંચાય છે.

---

# કાશમીર.



કાશમીર એક અતી સુંદર અને આજુબાજુ સખ્યાબંધ બરફથી ઢંકાયલા પહાડોથી ઘેરાયલું, રળીઆમણું, હજારો જાતનાં સુંદર, રંગબેરંગી ઝાડો, અને ફુલ ફળોથી ઉભાઇ જતું અને આગલા મોગલ પાદશાહોની જાહોજલાલીનો કાંઇક ખ્યાલ આપતું, કઉરવ અને પાંડવોના વખતનાં કેટલાંક ખંડીએરો ધરાવતું અને ખુદાઇ બ્હેસ્તનો અનુપમ ખ્યાલ આપતું, જેહલમ નદીથી પોતાની ધરતીને ખેતીને લાયકની રસાળ ને ફળદરૂપ બનાવતું, અને સંખ્યાબંધ વ્હેતા ઝરાઓ ધરાવતું હીંદુસ્તાનનાં તાજ સમાન ગણાતું એકલુંજ શહેર છે.

દંતકથામાં એવું કહેવામાં આવે છે કે અસલ આખાં કેશમીરનો મુલક એક સરોવર હતો. કાશમીરની ખુબસુરત ખીણમાં એક વેળા અતી મોટા જથામાં તમામ પાણી હતું એ વીશે તો કશો શક રહયો નથી, જે એક મોટા સરોવરના આકારમાં

ઉત્તરે હરમુખ પર્વત અને દક્ષીણે કોરસાનાગ સુધી લંબાયલો હતો. દંતકથા કહે છે કે પાર્વતી દેવી જેણીનુ રહેઠાણ હરમુખ પરવતમાં હતું, તેણી પોતાની હોડીમાં બેસી આ સરોવરમાં સેલગાહે નીકળતી હતી, અને એ ઉપરથી આ સરોવરને "સતી"ની ઉપમા પાર્વતીનાં માનમાં આપવામાં આવી હતી. આ હરમુખા પર્વત, જે ૧૭,૦૦૦ ફીટ ઉંચો છે, તે સીંધુની ખીણમાં દાખલ થવાના માર્ગમાં અરડાઇ પડયો છે.

દંતકથામાં વધુ એમ પણ કહે છે કે ઉપલા સરોવરમા યલ દેવ નામનો એક દેવ હતો અને તે સરોવર માહેલાં માછલાં ખાઇ વખત ગાળતો. આમ કરતાં કેટલોક વખત પસાર થઇ ગયો અને માછલાં પણ ખલાસ થઇ ગયાં, પછી આસપાસના પહાડો પર વસ્તાં માણસોને ખાવા લાગ્યો. આ ટાંકણે એક પવિત્ર રૂષી પેદા થયો, આ રૂષીથી લોકો પર ત્રાસ પોકરાવતા દેવનો જુલમ ન દેખી શકાયાથી તેણે પોતાનું ત્રીશુળ જમીન ઉપર ઠોકયું જેથી પાણી ઉતરી ગયું અને દેવ મરણ પામ્યો.

ઇ. સ. ૧૩૯૪માં સુલતાન સીકંદર કાશમીરનો શાહ હતો. એ ઘેલા સુલતાને લગભગ સઘળી મોટી ઇમારતો તેમજ સુંદર દેવાલયોનો નાશ કર્યો, અને લોકોને

મારી નાખ્યાં નહીં તો પોતાના મોહોમેદન ધર્મમાં વટલાવ્યાં. કહે છે કે મરણ પામેલા બ્રાહ્મણો વગેરે ના શરીરપરથી ઉતારેલી આશરે ૭ મણ જેટલી જનોઇ બાળી નાખી. એના રાજ્યની આખેરીએ લગભગ આખું કાશમીર, પંડીતો સીવાય, ઇસ્લામ ધર્મ પાળતું હતું. ૧૪૨૦માં ઝૈનુલ્બેદીન ગાદીએ આવ્યો અને તેણે સીકંદર શાહની સઘળી સખતી કાઢી નાખી અને હીંદુ ધર્મનાં કેટલાંક દેવાલયો બંધાવ્યાં અને કાશમીરમાં પાછો હીંદુ ધમ થોડે ઘણે અંશે સજીવન કર્યો.

---

## તખ્તે સુલેમાન.

અથવા

### શંકા ચાર્ય.

---

તખ્તે સુલેમાન (શંકા ચાર્ય) આ નામનો એક પહાડ આવેલો છે, જેની ઉંચાઇ ૧,૦૦૦ ફીટની છે. જે પહાડને મથાળે એક દેહરૂં છે, જેને શંકાચાર્ય કરી કહે

છે. પહેલે આ દેહરાંની થોડેક દુર સુલેમાન પાદશાહનું તખ્ત આવ્યું હતું જેથી એને "તખ્તે સુલેમાન" કહેવામાં આવ્યું, પણ ત્યાર પછી જ્યારે હીંદુરાજાએ આ રાજ્ય લીધું ત્યારે એ પ્હાડ પર એક સુંદર મંદીર બાંધી તેને "શંકાચાર્ય"નું નામ આપ્યું. ઘણું ખરૂં તો એને તખ્તે સુલેમાન કરીનેજ કહે છે. એ પ્હાડ એવી રીતે આવેલો છે કે તે શ્રીનગરનાં દરેક ખુણામાંથી જાણે એક સેપાહ બચ્ચો ઉંચા પહાડની ટોંચ પર બેસી કાશમીરની દેખરેખ રાખતો હોય, અથવા તો કોઇ દુશમન પોતાના રાજ્ય પર ચહડાઇ લાવતો હોય તેને તપાસતો હોય એમ બધેથી દેખાવ દે છે. આ પ્હાડ પર આવેલું નાનકડું દેવાલય ગુલમર્ગના જાણીતા પહાડો પરથી, ઇસલામાંબાદ, ગાંધરબલ, શાલીમાર વગેરે જગ્યાએથી પોતાના પુર દમામમાં દેખાવ દે છે. એની ઉપર જવા માટે પહાડ પરથી ઘણોજ સરસ સર્પ રોકો રસ્તો બનાવવામાં આવ્યો છે. એને મથાળે પોંહચ્યા કે આપણી નજરે દુરના બરફથી ઢંકાયલા પહાડો તડકાંને લીધે ચકચકીત થઇ જાણે પહાડની ઉપર રૂપેરી ચાદરો પાંથરી હોય એમ દેખાય છે, અને ત્યાંથી શાલીમાર બાગ, પરીમહાલ અને પોતાના પ્રેમ પીયુ સાગરને



અમીરા કડલનો પુલ.

મળવા જતાં હર્ષ ઘેલી થઇ લાડમાં અને મરોડમાં સર્પની વળાણે વહેતી જેલમ નદી, તે સાથ અમીરા કડલ મહારાજા સાહેબનો મ્હેલ, મ્યુઝીયમ વગેરે પણ આપણી નજરે પડે છે.

---

## હરી પરબતનો કીલ્લો.

---

હરી પરબત નામના પ્હાડ ઉપર કાશમીરનો આ જાણીતો કીલ્યો આવેલો છે. આ પહાડની ઉંચાઇ આશરે ૪૨૫ ફીટની છે. આ કીલ્લો કાંઇ ઘણી સારી હાલતમાં નથી, જો કે એની દીવાલ જાડી બાંધેલી છે જે અકબર પાદશાહે બાંધેલી કહેવાય છે. આ કીલ્લામાં પાણીના હોજો. ઓરડાઓ, હથીઆરખાનાં, અનાજ વગેરે ભરી રાખવાની કોઠીઓ, ઝરૂખાઓ વગેરે જોઇ આપણને અસલી કીલ્લેબંદીનો કાંઇક ખ્યાલ આવે છે. આ કીલ્લામાં અસલી ટોપો પણ જોવામાં આવે છે. અને મહારાજા સાહેબનાં ફરમાનથી તે બપોરના બાર

વાગે, રાત્રે દશ વાગે, અને મધરાતના ત્રણ વાગે ફોડ-વામાં આવે છે. ત્યાં થોડા સીપાહો પણ રહે છે. અને આ કીલ્લામાં મેચીસ કે છરી લઇ જવા દેતા નથી. કીલ્લામાં એક મોટું કાળી માતાનું મંદીર પણ જોવામાં આવે છે. આ પહાડ ઉપરથી પણ રળીઆમણું કાશમીરનો ખુશનુંમાં દેખાવ નજરે પડે છે.

---

## અમીરા કદલથી શફર કદલ.

---

બીજે દીવસે સહવારના પહોર પડી અને હમારી હાઉસબોટ નામે "હેલીઓત્રોપ" નંબર ૨૪૦ ની અંદર અમો ઠંડીથી ઠઠરતા, સરદીથી ધ્રુજતા, આજુબાજુ ભભુકદાર બળતા ચુલા આગળ જઇ બેઠા. ત્યાં થોડો વાર બેઠાથી જરા દીલમાં ગરમી લઇ, પછી દાતણ પાણી કરી, આવી બીકટ મુસાફરી પુરી કરી આ નામીચી સુંદર જગ્યાએ મારા જેવા એક નાચીઝ જીવડાને લાવી મારી કાંઇક વર્ષોની બચગીની ઉમેદ પારપાડવા માટે પેદા કરનાર તે પાક અહુરમઝદની સેતાયશ કરી, નાસ્તો પાણી લઇ બોટની બહાર આવ્યા. બોટની બહારનો

શહેરનો દેખાવ સઘળે બરફ પડવાને લીધે જાણે સઘળે ચોખાના આટાની સંખ્યાબંધ ગુણો વેરી નાખી હોય તેવો લાગ્યો. થોડો વખત રહી હમારા નાના "શીકારા" માં (બોટ) અમીરા કડલથી સફર કડલ જવા અમો ઉપડયા. હમારી બોટ જાણે ઈટાલીના "વેનીસ" શહેરમાં સહેલગાહ માટે ઉપડી ચુકી, અને આજુબાજુ નાના મોટા શોભાયમાન બંગલાઓ, તેના પેલીમેર મ્યુઝીયમ વગેરે પસાર કરી "અમીરા કડલ" (પહેલો પુલ) આગળ આવ્યા. તે વેળા હીંદના નામદાર વાઈસરાય લોર્ડ ચેમ્સફર્ડ આવનાર હતા માટે અમીરા કડલના પુલને શણગારી ઉપર રંગબેરંગી વાવટાઓ ઉડતા કરયા હતા. પુલની ઉપરથી ગરીબ રોજગાર લોકોનાં ટોળે ટોળાં કામે કાજે જવા પસાર થતાં હતાં. પુલને એક છેડેથી બીજે છેડે સીપાહીઓ ઉભા હતા અને એક મેકને સીટી વગાડી પુલપરથી પસાર થવા આવતી ગાડીને માટે ખબર આપતા જેથી એક છેડેથી એક ગાડી પસાર થયા પછીજ બીજી ગાડી બીજે છેડેથી ઉપાડતા. આ પ્રમાણેની ત્યાંની દોડધામથી શ્રીનગર શહેર હળીમળી અને ગાંજીવાજી રહયું હતું. આ પુલ છોડયા પછી "મહારાજ ગંજ" આવ્યું. કે જ્યાં મહારાજા

સાહેબનો દમામદાર મહેલ તેને ફરતો સુંદર બગીચો બીજા નાના મહેલો, ઘરો, ઓફીસો હતાં, અને આ સઘળાંની પછવાડે બજાર અને સીપાહીઓનાં રહેઠાણો વગેરે જોઇ આગળ ચાલ્યા. આ જગ્યાનો દેખાવ કાંઇક ઔરજ મોહ પમાડે છે. હયાંથી દુર જોતાં સખ્યા બંધ ત્યાંના જાણીતા પહાડો, "હરમુખ" તખ્તે સુલેમાન, હરી પરબતનો કીલ્લો, કે જે વારે ઘડીએ પોતાના રંગો બદલી આમા ઘણીને ઘણોજ તાજુબ કરે છે, તે આપણી નજરે પડે છે. આ છોડી આગળ ચાલ્યા કે ત્યાંની મ્યુનીસીપાલ ઓફીસ, કાઉનસીલ હોલ, જાત જાતનાં પુરાણાં ઘરો, કોઇ વાંકાં તો કોઇ એકમેક પર ઢળી પડેલાં જોવામાં આવે છે. ઘણી ખરી જગ્યા એ લાકડ કામ કોતરનારાઓ (Wood Carvers) અને કાગળ પર રંગત કામ કરનારાઓ (Paper Machi) ની દુકાનો જોવામાં આવે છે. આ ઘરોની જાળી રોકી અગાશીઓ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. હયાં મહારાજા સાહેબનું જાણીતું અને માનીતું મંદીર પણ જોવામાં આવે છે. એ સઘળાંનીબી પેલીમેર મસજીદો અને ભવ્ય મીનારાઓથી દેખાવને ઔર વધુ સુંદરતા મળે છે." "હબા કડલ" (બીજો પુલ) પણ પસાર થઇ

ગયો કે એક બીજો રસ્તો જોવામાં આવે છે જે ડલ લેક અને મુનશીબાગ જવાનો રસ્તો છે. આ તરફ ડોકયું કરતાં કાશમીરના જાણીતા શાલ બનાવનારાઓની દુકાનો પુલને પેલે કીનારે જોવામાં આવે છે. તેની જરા આગળ મોટી મીશન સ્કુલ અને શાહ હમદનની સુંદર કોતર કામ સાથની લાકડાંની જાણીતી મસજીદ આવેલાં છે. અહીં ફરતાં પાણીમાં નાના નાના લાકડાંના ઓરડાઓ બાંધેલા જોવામાં આવે છે, જે કાશમીરી લોકોને નાહવા વગેરે માટે બનાવવામાં આવ્યાં છે. આ મોરીઓની નીચે ચાર મોટા લાકડાંના બાલ આડા તરતા મુકી તેની ઉપર ફરતે લાકડાની દીવાલ બાંધી છે, અને સામાં સામી બે ઓરડાઓ બનાવવામાં આવ્યા છે, અને દરેક ઓરડાની નીચે ખાંચો રાખવામાં આવ્યો છે, જેમાંથી નીચેથી નદીમાંનું પાણી કાઢી નાહતાં માણસો નજરે પડે છે. ત્યાંની પંડીતાણીઓ (પંડીત લોકનાં બૈરાંઓ) માટે વળી જુદીજ જગ્યા બનાવવામાં આવી છે. જરા આગળ હંકાર્યું તો પથર મસજીદ કે જે રાણી નુરમહાલે બાંધેલી કહેવાય છે તે જોવામાં આવે છે. તેની જરા આગળ કાશમીરના આગલા જાણીતા સુલતાન ઝેઇનુલ અબીદીનની

કબર આવે છે. આગળ જતાં અસલી જુનાં ખંડીએરો કબરો, ઘરો આસપાસનાં સુંદર ગામડાંઓ સંખ્યાબંધ પ્હાડો "તખ્તે સુલેમાન," "હરી પરબત" વગેરે વગેરે નો દેખાવ સાતમાં પુલ સુધી પ્હોંચ્યે ત્યાં સુધી આપણી નજરે પડે છે. કાશમીરમાં બધા મળી સાત પુલો જોવામાં આવે છે, જેઓને:—પહેલો—અમીરા કડલ, બીજો હબાકડલ; ત્રીજો-ફતેહકડલ; ચોથો ઝેઇના કડલ, પાંચમો--અલીકડલ; છઠો-નાવા કડલ અને સાતમો-સફર કડલ કરીને નામો આપવામાં આવ્યાં છે.

કાશમીરી ખુબસુરતી ઘણી જાણીતી છે. તેઓ સફેદ રંગની. ડીંગણા મજબુત બાંધાની, રત્ન સરખી ચળકતી આંખોની, અણીયાલાં નાકની, પરવાળાં સમ હોઠો ધરાવતી મોહક મુખડાવાળી જોવામાં આવે છે.

—— ——



કાશમીરી ખુબ સુરતી.

## કાશમીરી સ્ત્રીઓનો પેહેરવાસ.

તેઓ આંગ પર મોટો ઝભ્ભો પેહેરે છે. અને માથાં પર રાતા યા આસમાની રંગની નાની શેઆલ નાખે છે રસ્તે રસ્તે પાણીના નળો મુકવામાં આવ્યા છે. ત્યાં તેઓ પાણી ભરવા આવે છે, જે વખતે મુસાફરોનું ત્યાં ધ્યાન ખેંચાયા વગર રહેતું નથી.

## કુંગડી.

તેઓ ઠંડીના દીવસમાં આંગપર ગરમી લાવવા પોતાના પેટપર નેતરની ગુઠેલી બાસ્કીટ અને તેની અંદર મટોડીનું બનાવેલું કુંડું બાંધે છે, જેની અંદર આતશ મુકે છે. એને ત્યાંના લોકો 'કંગડી" કરીને કહે છે. ત્યાંના સ્ત્રીઓ અને મરદો પોતાના હાથો ઝબાની અંદર એ કંગડીપર હંમેશ રાખે છે, જેથી પ્હેલી

નજરે જોતાં એઓના બંને હાથો કાપી નાખ્યા હોય એવું આપણને લાગે છે. ત્યાંની સ્ત્રીઓ ફક્ત એક મોટા ઝભ્ભા સીવાય બીજું કાંઇ પણ પહેરતી નથી. ત્યાંના પડીત લોકોના ચ્હેરા આપણા દસ્તુરજીઓના જેવા લાગે છે, કારણ કે તેઓ ખુબસુરત ચ્હેરો ધરાવે છે અને દાઢી રાખે છે. ત્યાંના બૈરાંઓના બાલ મોટા હોય છે, અને તેના કેટલાક ચોટલા વાળે છે. નાહનાં બચ્ચાંઓના તો દશ પંદર જુદા જુદા ચોટલાઓ વાળમાં આવે છે, અને જે સ્ત્રીના ચોટલાએ વધારે હોય છે, તે સ્ત્રી વધુ ખુબસુરત ગણાય છે.

---

## પારસી આરામગાહ.

---

સાંજના તૈયાર થઇ અમોએ આપણી પવીત્ર આરામ ગાહ તરફ ચાલુ મુક્યું. અમો અમારા શીકારામાં બેસી "તખ્તે સુલેમાન"સુધી ગયા અને ત્યાંથી ઉતરી ખેતરો માંથી પગે ચાલીને આરામગાહના દરવાજામાં દાખલ થયા. એક બાગી તુટી બંગલી અતી બીસમાર હાલતમાં



નીશાતબાગનો ફુવારા સાથેનો દેખાવ.

અમારા જોવામાં આવી, અને તેનેથી દશેક કદમ દુર એક નાનકડું શોભાયમાન મકાન જોવામાં આવ્યું, જે મકાન ભાવનગર વાળા શેઠ દીનશાહ બહમનજી વકીલે પોતાના બેટા જહાંગીર, જેવણ કાશમીરમાં હક થયા હતા, તેવણની ગંભીર યાદમાં બાંધ્યું છે. તેની બાજુમાં એક નાના બાગમાં સુંદર સંગેમરમરના પથ્થરથી બાંધેલી કબરો જોવામાં આવે છે. આરામગાહની જગ્યા ઘણા મોટા વીસ્તારની છે, પણ કાંઇ પણ ફુલો યા ઝાડો વીના તેમજ ખાડા ખબોચ્યા અને મોટા પથ્થરો વગેરેથી ઉજડ જેવી લાગે છે. આ બીસમાર હાલતમાં પડેલી આરામગાહની જગ્યા જોઇ અમોએ દલગીરી સાથે પાછું હમારી હાઉસ બોટ નરફ ચાલુ મુકયું.

---

## નીશાત બાગ.

---

"નીશાત બાગ" પણ કેશમીરનો એક ઘણોજ જાણીતો બાગ છે, અને તે પણ નાના શીકારામાં યા તો આપણી "કીચન બોટ"માં ખાવા પીવાનું વગેરે

સાથે લઇને જોવા જવાય છે. નાના "શીકારા"માં જવાને બદલે આપણી મોટી હાઉસ બોટ સાથની જે "કીચનબોટ" આવે છે તેમાં જવાથી વધારે સવળતા પડે છે. સહવાર ના જરા સકાળેથી ઉપડી અમીરા કડલ આગળથી બજાર વગેરે લઇ, આસ્તે આસ્તે ત્યાંની જાણીતી કે નાલોમાંથી, અને શુશોભીત લીલોતરીવાળાં ખેતરોની કુદરતી રચના જોતા જોતા જવુ, અને ત્યાં જતાં માર્ગમાં આવતા કાશમીરના જાણીતા અને માનીતા "ડાલ લેક"માં બપોરનું ખાણું લેવું.

---

## ડલ લેક.

---

કાશમીરનો આ ડલ લેક એટલો મોહક લાગે છે કે તેની સુંદરતાની વખાણ ગાવો યા તે ચીતારવાની કોશેશ કરવી એ ગોયા અતી બળવાન કુદરતની મશકેરી કરવા બરાબર છે. લગભગ પાંચ માઇલના ઘેરાવાનો આ સુંદર સ્થીર કાચ જેવાં પાણીનો ડગલેક, તેની આસપાસના બરફથી ઢંકાયલા બ્લુ અને જાંબુઆ રંગના ગંભીર



નીશાતબાગનો દલસરોવરમાંથી દેખાતો દેખાવ

પહાડોનો અને ખસુસ કરીને "હરી પરબત"ના કીલ્લા વાળા પહાડનો પડછાયો પડવાથી, સાંજે સુરજ અસ્ત પામતી વેળાએ કુદરતી સુંદરતાનો એક એવો દેખાવ રજુ કરે છે જે સ્હેજે ભુલાય તેમ નથી. તે વેળા એ સરોવરની આસપાસની હરીયાળીવાલાં ખેતરો, કીનારે ઉગેલાં અતી પમરાટવાલાં રંગ બેરંગી ફુલો અને સેબફળ, ચીનાર અને ઉંચા પોપલરનાં ઝાડો, વગેરે કાંઇ ઓરજ મોહ પમાડનારો દેખાવ આપણી નજર સનમુખ રજુ કરે છે. આ ડલ લેકનું પાણી એટલું તો નીર્મળ છે કે તેની અંદર તરતી નાની મોટી મચ્છીઓ તથા અંદર ઉગેલા દર્યાઇ પાલાઓ વગેરે તેઓપર સુરજનાં કીરણ પડવાથી ખુલ્લાં દેખાય છે. આ લેકનાં પાણીની સપાટી ઉપર તરેહ તરેહનાં પાણીનાં ફુલો, મોટાં નાહનાં પાંદડાંઓ, કમળનાં ફુલો જોવામા આવે છે. આ લેકની ત્રણે બાજુએ પાણીની સપાટીથી લગભગ ૪,૦૦૦ ફીટ જેટલા ઉંચા પહાડ આવેલા છે. એ પહાડોની તળેટીએ કેટલાંક નાહનાં મોટાં ગામડાંઓ, બંગલાઓ વગેરે જોવામાં આવે છે આ જગ્યાએથી પણ તખ્તે સુલેમાન, હરીપરબત ફોર્ટ, પરીમહાલ વગેરે વગેરે દેખાય છે. આગળ જતાં

એક નાના આરકાંમાંથી આપણી બોટ પસાર થાય છે. પછી આપણે "નીશાતબાગ"માં દાખલ થઇએ છીએ. આ બાગ અસલ મોગલ પાદશાહનો બાંધેલો કહેવાય છે. આ બાગને અંગ્રેજીમાં "Garden of Gladness" કરી કહે છે, અને અંદર દાખલ થતાં એક સુંદર મકાન નજરે પડે છે, આ બાગની અંદર ઉંચાં નીચાં પગથીઆં બાંધવામાં આવ્યાં છે. વળી થોડે થોડે છેટે મોટા મોટા કાળા પથ્થરના ઘડેલા ચોરસ કટકા નજરે પડે છે, જેની ઉપર તખ્ત મુકવામાં આવતાં હતાં એમ કહેવામાં આવે છે. એ તખ્તવાળા પથરાઓની નીચે આડા મોટા પથ્થર મુકી તેના પર મચ્છીનાં ભીંગડા માફક તરાહ કોતરવામાં આવી છે, અને જ્યારે પાણીના ધોધ અને એક હરોળમાં બાંધેલા સંખ્યાબંધ ફુવારાઓ ઉરાડવામાં આવે છે, ત્યારે પાણી તેના ઉપરથી જાણે કુદકા મારતું હોય એમ લાગે છે, અને સુરજના તડકામાં યા ચાદરણીમાં આ પથરાઓ પરથી સફેદ સુંદર મોતીના દાણાઓ મોટી સંખ્યામાં ખરી પડતા હોય એમ લાગે છે. આ બાગમાં જાત જાતનાં રંગ બેરંગી અને અતી પમરાટવાલાં ફુલોના સંખ્યાબંધ કયારાઓ, રંગ બેરંગી પાંદડાંઓવાલાં ચીનારનાં ઝાડો



નીશાતબાગ

તેમજ સપરચંદ, પોપલર, અને બીજાં સંખ્યાબંધ ફુલ ફળાદીનાં ઝાડો રોપી એને અતી સુંદર બનાવવામાં કાંઇ પણ કચાશ રાખી નથી. આ સઘળી રચના જોઇ આખો દીવસ પસાર કરી સાંજે અમો અમારી કીસ્તી તરફ પાછા ફરતા હતા તે વેળા નમતા સુરજને વળાવવા આસપાસનાં ઝાડોપરનાં પક્ષીઓનાં સુરીલાં ગાયનો વચ્ચે એક અતી મીઠો માણસાઇ અવાજ અમારે કાને અહડયો. અસ્ત પામતા સુર્યનાં થંડાં કીરણો વચ્ચે એક ઘરડો ગરીબ મુસલમાન આ બાગમાં સાત તબકકે ગોઠવેલા ધોધ અને ફુવારાઓમાંના એક આગળ એક સીડી ઉપર ઉભો રહી આસપાસની ગંભીર ચુપકીદી વચ્ચે પોતાના બંને હાથો જોડી એક ચીતે ધીરા સ્વરે કવાલીની ગતમા તે પ્રરમ કૃપાળુ પરમેશ્વરની સેતાયશ કરતો હતો. આ ધર્મપર કુરબાન બુઢ્ઢ મુસલમાનનો ખરાં જીગરે સેતાયશ કરવાનો અવાજ આટલી મોટી ઉમર છતાં આસપાસના ધોધ અને ફુવારાઓમાં પડતાં પાણીના અવાજ, અને પક્ષીઓનાં ગાયનો વચ્ચે ઘણોજ સુરીલો અને મીઠો લાગતો હતો.

---

# શાલેમાર બાગ.

આ બાગ નીશાત બાગને પણ ભુલાવે તેવો છે, અને નીશાત બાગને લગભગ મળતીજ રચના અહીં પણ જોવામાં આવે છે. એ બાગમાં બે મોટા બાદશાહી મકાનો, ચકચકીત થાંભલાઓ, સુંદર "પેપર મેશી" સીલીંગો વગેરે સાથ જોવામાં આવે છે. પહેલે એક મોટું મકાન આવે છે જેની આસ પાસ ફુવારાઓ, અને પાણીના નાના "Turkish Baths" કુંડો ગોઠવી મુકયા છે. મકાનની ઉપર જાળી રોકી કોતરેલી અગાશીઓ છે. એ મકાનની પછવાડે પણ તેવુંજ બીજું બાદશાહી મકાન જોવામાં આવે છે. શાલેમાર બાગમાં પણ ચીનારનાં સુંદર ભાતભાતના રંગોથી દીપતાં ઝાડો, ખુશબોદાર રંગબેરંગી ફુલો, જેવાં કે, "ફરગેટ-મી-નોટ" "દેલીઆ" "લીલી" ઇત્યાદી, સંખ્યાબંધ સેબ (સપર ચંદ) જમરૂખ, આલુ, વગેરે ફળોનાં ઝાડો, ફુવારાઓ, ઝરૂખાઓ વગેરે જોવામાં આવે છે. કેટલાક યુરોપીઅનો અને લેડીઝો ઘણા ખરા અહીં પીકનીકે ઉતરી પડે છે, અને આખો દીવસ ખાઇ-પી



શાલીમાર.

મોજમજાહ કરી સાંજના સુંદર રંગના દેખાવ જોતા ઘરે પાછા ફરે છે. આ બાગ ઇતીહાસમાં જણાવ્યા પ્રમાણે શાહ જાંગીરે પોતાની માશુક નુરજહાં માટે બંધાવ્યો હતો, જ્યાં તે તેણી સાથે રીસાયા પછી જ્યારે તેઓ પાછાં બોલતાં થયાં ત્યારે મજાહ કરવા ઉતરી પડતો. અહીં પણ નીશાત બાગની પેઠે પથરાપર માછલીનાં ભીંગડાં રોકી તરાંહ કોતરી છે, જે ઉપરથી ધોધમાર નીર્મળ પાણી વહી જઇ મોતીનાં મોટાં ચળકતા ટીપાં ખરી પડતાં હોય તેવો સુંદર દેખાવ રજુ કરે છે.

---

## "ચશમે શાહી."

---

આ બાગ નીશાત બાગથી ચાર માઇલ દુર આવલો છે, અને એ પણ સુંદર મોગલ સ્ટાઇલનો અને મોગલ પાદશાહનો બાંધેલો છે. અહીં એક મોટો પાણીનો ઝરો જોવામાં આવે છે, જે કાશમીરનો જાણુતો ઝરો ચશ્મે શાહી તરીકે ઓળખાય છે. અહીં ઝરખાઓ સાથનો

એક નાનો બંગલો જોવામાં આવે છે, જેની નીચે પાણીનો એક સ્વચ્છ મોટો ઝરો ધમધોકાર વહયો જાય છે. આ ઝરાનું પાણી એટલું તો ઠંડું છે કે એક કાચનાં ગલાસમાં રેડયું હોય તો એ પાણી ગલાસની આજુબાજુ ઝરથી નીકળે છે, અને સોડા વૉટરની માફક પરપોટા ચહડે છે. આ પાણી પીવામાં બરફ કરતાં બી ઠંડુ છે. અને આપણી તરસ અને થાક સહેજે ઉતારી અતી ઘણી રાહત આપે છે. આ ઝરાથી દશ પગલાં દુર બીજું એક બંગલા રૂપી મકાન જોવામાં આવે છે, જ્યાં ઉપલાજ ઝરાનું પાણી લાવવામાં આવ્યું છે, જે વચમાંના ફુવારામાંથી પસાર થઇ બીજાં મકાનના ફુવારામાંથી નીકળે છે. આ બાગ બીજા મોગલ બાગો કરતાં ઘણોજ ન્હાનો અને જુદીજ ઢપે બાંધવામાં આવ્યો છે. અહીં પણ દુરના બરફથી ઢંકાયલા પહાડો અને તેઓની અણીદાર ટોંચો, "ડલ લેક" વગેરે નો દમામદાર દેખાવ આપણું મન હરે છે. અહીં પણ સુંદર જાતનાં ઇંગ-લીશ રંગબેરંગી ફુલોનો સારો સમાવેશ કરેલો છે, જેથી બાગમાં જાણે પતંગીઆં ઉડી રહયાં હોય એવું લાગે છે. આ બાગ જોવા માટે પણ આપણને બોટમાં આવવું પડે છે અને પછી બે માઇલ જેટલું ચાલવું

પડે છે, અને રસ્તામાં આજુબાજુ સુંદર રંગનાં પમરાવાલાં સપરચંદથી લચી પડેલાં ઝાડો વગેરેના બાગો જોવામાં આવે છે. પ્હાડોની કીનારીએ સુંદર નાના સ્કોટીશ બંગલાઓ જોવામાં આવે છે. આ બાગ થી થોડેક દુર પ્હાડની તળેટીએ એક ખંડીએર જેવું પુરાંણું મકાન જોવામાં આવે છે જેને "પરી મહાલ" કરી કહે છે.

---

## પરી મહાલ.

---

ઉપલો મહેલ પણ ત્યાંનો જાણીતો કહેવાય છે અને એને માટે કહે છે કે શાહજાદા દારા શેખે પોતાના ઉસ્તાદ મુલાંશાહની યાદગારીમાં બંધાવ્યો હતો, જે ઉસ્તાદની કબર મુલશાહી બાગમાં જોવામાં આવે છે. આ મ્હાલ પણ ઘણોજ સરસ અને જોવા લાયક છે. આ મકાનને ફરતી અગાશીઓ છે અને એની અંદર એક તળાવ બાંધવામાં આવ્યું છે. વળી કોઇ આ મકાન ને માટે જુદુંજ કહે છે, અને વળી કોઇ કહે છે કે

અસલ એ મુસલમાનોનું એસત્રોનોમીકલ અને એસત્રો લોજીકલ ખાનું હતું.

---

## ચીનાર બાગ.

---

આ બાગ પણ ઘણોજ સુંદર હોઇ આજુબાજુની ટેકડીઓની વચમાં આવ્યો છે. ખાસ કરીને આ જગ્યા કુંવારા જવાન્યાઓ માટે અલાહેદી રાખવામાં આવી છે જેઓ આ જગ્યાએ પોતાની "કીસ્તી" બોટ લાવી તેમાં કેટલાક દીવસ પડી રહે છે, અથવા તો પોતાની કીસ્તીની પાસે કીનારાપર એક નાનો તંબુ નાખી "કૅમ્પ લાઇફ"માં નોવેલો વાંચી, લખી, વગેરે કરી દહાડાઓ પસાર કરે છે. આ બાગની આજુબાજુ સુંદર ચીનાર, પોપલર વગેરેનાં ઝાડોની ઘટા આવેલી છે. અહીંનો આજુબાજુ ઉંચી ટેકડીઓ અને તે વચ્ચેથી ખળ ખળ વહેતી જહેલમ નદી, અને તેમાં આવેલી સુંદર "હાઉસ બોટો" સાથનો દેખાવ ઘણોજ રમણીય અને ખુશનુમા લાગે છે. એ બાગની જગ્યા આજુબાજુના

ઝાડોની ઘટાને લીધે છાંયડાવાળી અને ઠંડી રહે છે. અહીંથી પણ તાજ રોકો પહાડ તખ્તે સુલેમાન ડોકયું કરીને જુવે છે. એ ઉપરાંત કાશમીરમાં બીજા ઘણા બાગો જોવામાં આવે છે, જેવા કે મુનશીબાગ, નાસીમ બાગ વગેરે.

---

## ચીનારનાં ઝાડ

---

ચીનારનાં ઝાડો બી ત્યાં આપણું ધ્યાન ખેંચે છે, આ ઝાડ પણ મોટાં વડ યા પીપળાના જેવાં હોય છે. અને તેને ત્રીકોણ આકારનાં રંગ બેરંગી પાંદડાં હોય છે, અને થડ મોટું અને જાડું હોય છે અને અંદરથી પોકળ હોઇ અંદર ચારથી પાંચ માણસો રહે તેટલી જગા રહે છે. વળી કોઇ ચીનારનાં ઝાડો તો થડની વચમાંથીજ ફાટી જઇ અંદર સીપાઇને તડકાંથી બચી ઉભા રેહવા અથવા તો કોઇ મુસાફરને બરફથી બચવા ઓરડા રૂપી આશરો આપે છે. દુરથી આ ઝાડો ફુલોના તોરા રોકી હોઇ ઘણાંજ શોભીતાં લાગે છે.

એ ઉપરાંત પોપલરનાં ઝાડો નજરે પડે છે. ઉપલાં ઝાડો બારામુલાની થોડેક આગળથી શરૂ થાય છે તે છેક શ્રી નગર સુધી મળે છે. એ ઝાડો રસ્તાની આજુબાજુ ખાસ મોગલ શહેનશાહના વખતનાં રોપેલાં કહેવાય છે અને એઓની અલગાર લગભગ ચાળીશ માઇલ સુધી લંબાયલી છે. એ ઝાડોની ઉંચાઈ આપણા મુંબઇનાં રાજાબાઈ ટાવર જેટલી આશરે હશે.

એ ઉપરાંત પાઇનનાં ઝારો જે પહાડપર ઉગે છે, તેઓ પણ સુંદર દેખાવનાં લાગે છે. જ્યારે એ ઝાડોપર બરફ પડે છે ત્યારે સફેદ આસમાન સાથ બરફથી ઢંકાયલા પહાડોની સાથ સઘળે ધોળું ધોળું થઈ રહે છે; પછી જ્યારે સહેજ તડકો પડે છે ત્યારે રૂપેરી ઝળકની ચાદર પાંથરી હોય એવો દેખાવ રજુ થાય છે. જ્યારે વળી સાંજે અસ્ત પામતા સુર્યનાં ગુલાબી કીરણો વચ્ચે આસપાસનો સઘળો દેખાવ ગુલાબી ગુલાબીજ માલમ પડે છે.

---



શીયાળામાં કાશમીરનો મનોહર દેખાવ.

# બંડ.

ચીનાર બાગથી અર્ધો માઇલ દુર રેસીડંટ સાહેબ નું મકાન આવેલું છે. આ બાદશાહી મકાન માટે ઘણાજ મોટા વીસ્તારમાં જગ્યા રોકી અંદર મોટો બાગ બનાવવામાં આવ્યો છે. અહીંથી પણ આપણી જેહલમ નદી વહેતીજ જાય છે. આ બાજુના રસ્તાને "બંડ કરીને કહે છે. રેસીડેન્સીથી થોડેક દુર શ્રી નગર કલબ આવેલી છે અને એ કલબ પણ ઘણીજ સારી હાલતમાં જોવામાં આવે છે. અંદર રીફ્રેશમેંટ બાર, કાર્ડરૂમ, બીલીયર્ડ રૂમ, લાએબ્રેરી, ડ્રોઇંગ રૂમ, વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. અહીં રોજ યુરોપીઅન ગ્રહસ્થો અને બાનુઓ આખુ કાશમીર જોઇ રહયા પછી પોતાનો વખત મોજ મજાહમાં ગાળે છે. આની પડોશમાં એક ટેનીસ કોર્ટ બાંધેલી છે. આ બાજુનો દેખાવ પણ આપણી નજરે ઉડી વળગે એવો છે. ટેનીસ કોર્ટની પેલીમેર મોટું પોલો, ક્રીકેટ, ગોલ્ફ, વગેરેનું મેદાન આવેલું છે. આ બેની વચમાંથી રેસીડેન્સી પર જવાનો પોપલરનાં ઝાડોની ઘટા વચ્ચે રસ્તો આવેલો છે, અને તે રેસીડેન્સી આગળથી વળે છે, જ્યાંથી "મુન્શી બાગ" "ડલ દરવા

જા" "તખ્તે સુલેમાન" "પારસી આરામગાહ" "નેદો હોટેલ" વગેરે વગેરે તરફ જાય છે. ટેનીસ કોર્ટની આજુબાજુ ચીનારનાં ઝાડોની ઘટા આવેલી છે જેથી ત્યાં પણ છાંયો, અને ઠંડક લાગે છે. અહીંથી પણ આપણો તાજ રેકી પ્હાડ ડોકયું કાઢીને જુએ છે. આથી થોડેક દૂર સુંદર ગુંબજવાળું પીરામીડની ઢબ ઉપર બાંધેલું કાશમીરનું "All Saints' Church" આવેલું છે. આની પડોશમાં પોસ્ટ ઓફીસ આવેલી છે, જેની બાજુમાં કેશમીરના મોટા વેપારીઓની દુકાનો આવેલી છે, જ્યાં હીંદુસ્તાનની વખણાએલી કેશીમીરી શૉલ, સુંદર કોતરકામથી બનાવેલી વોલનટનાં લાકડાંની ખુરશીઓ, ટેબલો, પીકચર ફ્રેમો, વગેરેનો સંગ્રહ જોવા લાયક છે, વળી બીજી દુકાનોમાં "પેપર મેશી વર્ક" જોવામાં આવે છે. આ પણ જોવા લાયક છે. એની કારીગીરી જોવી હોય તો "અમીરા કડલ" આગળ. તેની આગળ કેશમીરી ઝવેરાત અને ચાંદી, રૂપાં વગેરેનાં સુંદર કોતર કામ સાથનાં વાંસણોની દુકાનોની અળગાર આવેલી છે. ત્યાર પછી ફોટોગ્રાફરો, કાશમીરના જાણીતા કાપડીઆઓની દુકાનો, જ્યાં ઇંગ્લીશ કપડાંને બાજુ બેસાડે તેવાં ટકાઉ, સુંદર અને ગરમ કાશમીરી કપડાંઓ

અતી સસ્તે દામે મળે છે. ત્યાં "પટ્ટુ" નામે કપડું જે પોમપોર નામના સુંદર પ્હાડોથી ઘેરાયલાં ગામડાંમાં બને છે, તેનો શીકારી ગરમ કોટ અતી સસ્તે દામે બનાવી આપે છે. આ કપડું જાડું અને ઠંડીને લાયકનુ હોય છે. તે ઉપરાંત બીજી ઘણી જાતનાં કપડાં મળે છે. તેની પડોશમાં કાશમીરના જાણીતા જરથોસ્તી વેપારીઓ મેસર્શ જી. નશરવાનજીની કુંપની અને મેસર્શ એન. પેસ્તનજીની કુંપની જનરલ મરચંટસની દુકાનો આવેલી છે. આ દયાળુ દીલ ગુર્દાના સખાવતી જરથોસ્તી શાહ વેપારીઓ ખાસ જરથોસ્તી મુસાફરોને અતી ઘણા મદદગાર થઇ પડે છે. તેની બાજુમાં અલાયન્સ બેંક, માછલી માર વાની જાળી વગેરે સામન વેચનારાઓ, પાઊ અને કેક વાલાઓ વગેરે વગેરે બીજા ઘણાએક વેપારીઓની દુકાનો જોવામાં આવે છે. આગળ જતાં યુરોપ્યન લોકોની આરામગાહની જગ્યા આવે છે, જેની બાજુમાં કાશમીર જમુની હાઇ કોર્ટનું મકાન આવેલું છે જેના એક ન્યાયાસનપર મી૦ હકીમ નામે એક જરથોસ્તી જડજ બીરાજે છે, આ મકાનથી થોડેક દુર કાશમીરને શોભાવતો મ્હારાજા સાહેબનો સુંદર મ્હેલ જેહલમ નદીને કીનારે ખડો ઉભેલો દેખાય છે. આ બાજુના

કીનારા પર "બંડ" પર સામ સામી સંખ્યાબંધ હાઉસ બોટો, ડુંગા બોટો, વગેરે ઉભી રાખેલી હોય છે. આ કીનારાની સાંમેના કીનારાપર પણ પોપલર, ચીનાર વગેરેનાં ઝાડો જોવામાં આવે છે. શ્રીનગરમાં આશરે ૧,૩૪,૦૦૦ માણુસોની વસ્તી છે એમ કહે છે, અને તેમાંનો પોણો ભાગ મોહમેદન લોકોનો છે, અને ચોથો ભાગ હીંદુ, પંડીત વગેરે લોકોનો છે. કેશમીરી બોટવાલા તેમજ બીજા લોકો ત્યાં આવનારા વીઝીટરોને બુમ પડાવે અથવા કાંઇબી ચોરી વગેરે કરે તો તેના માટે પણ ખાસ બંદોબસ્ત રાખવામાં આવ્યો છે. ત્યાં "મોતમીદ દરબાર"માં ફર્યાદ કરવાથી તેઓને વાજબી સજા થાય છે, એટલુંજ નહીં? પણ બોટનું લાઇસન્સ પણ લઇ લે છે. એ માટે દરેક કીસ્તીવાલાઓને એક સરકારી કાનુનો લખેલી નોટીસ આપેલી હોય છે, જેથી વીઝી-ટરોને ભાડાં વગેરેની માહીતી મળે છે. બજાર વગેરે આપણા હાથે વસાવવું એ બહુ મુશકેલ છે, કારણ-કે ખાનસામા, કીસ્તીવાળો એ સઘળા સાથે મળી જઇ ચોટટે ખુશાલ મસાલો, આટો, તરકારી, ઇંડાં, લાકડાં વગેરે ચાંઉ કરે છે. જો આપણે એક વેચાતી મરઘી લઇ બીજે દીવસે પકાવવા માટે ખાનસામાને રાખવા

આપી હોય તો, તેજ રાત્રે તેનો નાસ્તો કરી યા વેચી નાખી બીજી સહવારે આપણી અગળ આવી વીહલે મોઢે કહેશે કે "સાબ મુરઘી કો તો બીલ્લી ખા ગયા." એ મીસાલ આપણને બધી બાબદમાં સતાવે છે. સૌથી સ્હેલોમાર્ગ એ છે કે બજાર અને ખાણાં વગેરેની ગોઠવણ ચોકકસ રોજ નાં લવાજમે (રોજના દરેક માણસ દીઠ રૂ૦ ૧ાા થી રૂ૦ ૨) એઓનેજ માથે નાખવી. ત્યાંની એક સગવડ ભરી લાકડાંની બનાવેલી "હાઉસબોટ" વીજળીક પંખા અને બતીની ગોઠવણ સાથની સીઝનમાં મહીને દીવસે રૂ. ૧૫૦)થી રૂ. ૨૫૦) માં મળે છે. અને ઘાસનાં છાપરાંની આજુબાજુ પરડા વાલી "ડુંગાબોટ" રૂ. ૫૦, થી રૂ. ૧૦૦,માં મહીને દીવસે મળે છે. બોટની અંદર ના આપણા દરેક સામાન માટે બોટવાલોજ જોખમદાર છે. એક હાઉસ બોટ સાથે આપણને "શીકારા" નામની એક નાની બોટ બે માણસો સાથે મુફ્ત મળે છે. એક માણસ બોટની સંભાળ લે છે, અને બીજો આપણને શીકારામાં ફેરવી લાવે છે, તેમજ બોય બટલરનું પણ કામ કરે છે. ઇસલામાંબાદ જતી વખતે તેઓ અને તેઓની બાયડી છોકરાં કીનારે કીનારેથી બોટને હડસેલા મારવામાં સામેલ થાય છે. અણુ

જાણ્યા વીઝીટરો પાસે તેઓ એ કામ માટે બે ત્રણ અલફાતુ માણસો વધારે રોકાવે છે અને પોતે આળસુ બેસી રહી હુકો ફુંકે છે. આપણે કાંઇભી માલ ખરીદ કર્યા પછી બોટવાલો પેલા માલ વેચનાર આગળ જઈ પોતાનું કમીશન રૂપીએ બે દોઢીઆં, અથવા જે આપે તે માંગી લે છે ત્યારે તે વેચનાર આપણી પાસે બે દોઢીઆં વધારેજ દામ કહે છે. એ માટે આગળ જણાવેલા જરથોસ્તી બીરાદરો આપણને બરાબર સમજણ આપે છે.

---

## સીલ્ક ફેકટરી

---

શ્રીનગરથી ચાર માઇલ દુર શ્રીનગરની જાણીતી મોટી "સીલ્ક ફેકટરી" જોવા જેવી છે. એ જોવા માટે કોઇ પણ વખતે જવાય છે. અહીં રેશમી કીડા કેમ ઉછરે છે, કેમ પાણીમાં નાંખે છે, ને પછી કેમ અંદરથી દોરા કાઢે છે, એ વગેરે બહુજ જોવા લાયક છે. અને બધું વીજળીથી કામ ચાલે છે. આ ફેકટરીને

માટે બહુજ મોટી જગા રોકવામાં આવી છે, અને અહીં બનાવેલું જાત જાતની તરાંહનું રેશમી કપડું છુટક મળી શકે છે. આ ફેકટરી જોઇ પાછા ફરતી વખતે એક મોટું મેદાન જોવામાં આવે છે, જ્યાં પરેડ વગેરે રમાય છે.

---

## મ્યુઝીયમ.

---

સીલ્ક ફેકટરીથી થોડેક દુર કાશમીરનું મ્યુઝીયમ જોવા લાયક છે. એમાં કાશમીરનાં મોટાં નાહનાં પક્ષી એ ત્યાંના પ્હાડોપર ફરતાં ફાડી ખાનારાં જનાવરો, રીંછો, બરફના ચીત્તાઓ, જુના સીકકાઓ, અસલી હથીઆરો, ઢાલો, કાશમીરના આગલા મહારાજાઓની ચલણી નોટો ખોદ કામ કરતી વખતે મળી આવેલ્રી અસલી મુર્તીઓ, કાશમીરનું પોટરી વર્ક, પેપર મેશી વર્ક, કાપડ, શોલ, પશમીના, નમદા, ભોંયપર પાથરવાના ઇસલામાં બાદના જાણીતા શાલેમાર અને નીશાત સ્ટાઇલના ગાલીચાઓ, પરદાઓ, વગેરે વગેરેનો સારો સમાવેશ કરવામાં આવ્યો છે.

કાશમીરમાં થોડીક જાતના દારૂ પણ બને છે, જેવા કે રેડવાઇન, વ્હાઇટ વાઇન, બ્રેંડી, મરી બ્રુઅરીનો સ્વાદીસ્ટ બીર વગેરે,

———

## ઝાડપાન ફુલફળાદી વગેરે.

———

કાશમીર તથા આજુબાજુનાં ગામડાંમાં લાકડું પણ ઘણુંજ અને સસ્તું મળે છે. "ડીલવુડનાં" લાકડાં ત્યાંના પ્હાડો પર પુશકલ મળે છે, જેમાંથી રમવાનાં ક્રીકેટ અને ટેનીસ બેટ બનાવવામાં આવે છે. એ બનાવવા માટે લાકડાંને અહીંથી શીયાલકોટ મોકલે છે, જ્યાં એ બનાવવાનું એક મોટું કારખાનું છે. બીજી જાતનાં લાકડાં પણ અહીં પુશકળ ઉગે છે. ફ્રુટ પણ સીઝન વખતે જોઇએ તેટલી મળી શકે છે, તેમાં સફર ચંદતો જોઇએ તેટલાં, ઉપરાંત રાતી લીલી દરાખ, પીચ, પેરૂ, આલુ, મલબેરી, વગેરે ઘણી એક જાતની ફ્રુટ મળે છે. એજ ફ્રુટમાંથી, જામ, જેલી વગેરે બનાવી દાબડાઓ, અને બરણી એમાં ભરી ત્યાંના

વેપારીઓ વેચે છે, જે ઘણીજ લહેઝતદાર હોય છે. અખરોટ પણ અહીં ઘણાજ મોટા જથ્થામાં મળે છે.

---

## શીકાર.

---

કાશમીર શીકાર માટે પણ જાણીતું મથક છે, જ્યાં જળકુકડી, બતક, સ્નોલીઓ પરડ, રીંછ વગેરેનો સારો શીકાર મળે છે, અને તે શીકાર માટેની જગ્યાઓ, પોંમપોર, અછબળ, ગુલમર્ગ, ઉરી વગેરે ઠેકાણે આવેલી છે. વળી ગળથી મોટી નાની જાત જાતની મચ્છી મારવાની પણ અહીં બહુજ મઝાહ પડે છે, અને ઈસ્લામાબાદ વગેરે જગ્યાએ બોટમાં જતાં રસ્તામાં રમતાં રમતાં મચ્છીઓ પકડી તે તાજી તાજી તળી ખાવામાં બહુજ મઝાહ પડે છે.

---

## Regatta

---

એ ઉપરાંત અહીં બોટોની શરત (Regatta) પણ થાય છે, જેમાં સ્કુલ, કોલેજ વગેરેના છોકરાઓ ભાગ લે છે; અને ફતેહમંદ છોકરાઓને ઇનામો વ્હેંચવામાં આવે છે. એ શરત જોવા ઘણા લોકો ઉતરી પડે છે, અને યુરોપ્યનો તેમાં વધારે ભાગ લે છે. શરત "ડલલેક"માં રમાડવામા આવે છે. અહી નાનાં ટટુઓ તેમજ મોટા ઘોડાઓ સવારી માટે સહવાર સાંજ ભાડે મળે છે.

---

## વોટર અને ઇલેકત્રીક વર્કસ.

---

ત્યાં ઘડી ઘડી મેલેરીઆ વગેરે માલમ પડવાને લીધે મહારાજા સાહેબની મેહરબાનીથી મોટા ખર્ચે રસ્તે પાણીના નળો મુકવામાં આવ્યા છે. વીઝીટરોએ નદીનું પાણી નહિં પીવામાં ડહાપણ છે.

અને પોતાના પીવાનાં પાણી ઉપર સખ્ત બંદો બસ્ત રાખવો. આપણો કુક વારે ઘડીએ બોટની બહાર શરીર લંબાવી વાંકો વળીને નદીનું પાણી પીવા માટે ભરી લે છે, જે ઘણુંજ જોખમ ભરેલું છે, અને આપણા ભીસ્તી ઉપર બી સાબુત નજર રાખવો. કાશમીરમાં સઘળે રસ્તે અને ઘરે ઘરે વીજળીક લાઇટ જોવામાં આવે છે. એ માટેનું "પાવર હાઉસ" બારા મુલામાં છે. સ્કુલો પણ અહીં ઘણી જોવામાં આવે છે, અને છોકરાંઓને શીખવવા માટે સ્ટેટ તરફથી ઘણી કાળજી લેવામાં આવે છે. કોઇ કોઇ ઠેકાણે મીશન સ્કુલો પણ જોવામાં આવે છે. મ્યુનીસીપાલીટી, લાયબ્રેરી, અમરસીંહ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ અને ખાસ સરકારી દેખરેખ હેઠલ ચાલતી દુધની ડેરી વગેરે પણ છે. અમીરા કડલ આગળ સ્ટેટ તરફથી એક હોસપીટલ બાંધવામાં આવેલી છે. એ હોસપીટલ ઘણી સારા અને સફાઈદાર છે. ત્યાં કોઈ પણ માદા માણુશ, નોકર નફર, સીપાઇઓ વગેરેને રાખે છે. તખ્તે સુલેમાનની બાજુમાં એક બીજી સુંદર મીશન હોસ્પીટલ છે. આ હોસ્પીટલનો ઘણા લોકો લાભ લઈ ગયા છે, અને હજી લે છે. તે ઉપરાંત કાશમીરમાં ઘણીએક જોવા લાયક જગ્યાઓ છે.

---

# ગાંધરબલ.



ગાંધરબલ પણ એક ઘણુંજ રળીઆમણું નાન-ગામડું છે. જે શ્રી નગરથી આશરે તેર માઇલ દુર છે. એ ગામડું ખીણનાં મોંહ આગળ વસેલુ છે. આ ગામડાંએ અસલ કાંઇક જાહોજલાલી ભોગવી હોય એમ માલમ પડે છે, અહીં પણ સંખ્યા બંધ ચીનાર, પોપલરનાં ઝાડોની ઘટા જોવામાં આવે છે. અહીં માણસોની વસ્તી સારી જોવામાં આવે છે, અને નાની મોટી દુકાનોની અલગારો, નાના મોટાં ઝુપડાંઓની હારો, ખેતરો, તળાવો વગેરે જોવામાં આવે છે. એ ગામ જવા માટે શ્રી નગરથી ઉપડતી વેળા આખા દીવસનાં ખાવાનો બંદોબસ્ત કરવો. જો એકજ દીવસ ત્યાં રહેવું હોય તો ટાંગામાં જવું, પણ વધુ દીવસો રહેવાનો ઇરાદો હોય તો આપણી હાઉસબોટમાંજ સઘળો ખાધા

પીવાનો સામાન સાથે લઇને જવું. માણુઅલ ગાંધર બલથી આશરે છ માઇલ દુર છે.

---

## માણસબલ.

---

જવા માટે ગાંધરબલથી ઉપડવું પડે છે, અને ત્યાં ઘોડા ઉપર અસલના પુરાણા પુલ ઉપરથા થઇને જવાય છે. એ માટે ગાંધરબલથીજ ઘોડા, માણસો વગેરે મળી શકે છે. ગાંધરબળથી અહીં આવતાં બપોર પડી જાય છે. ઘોડાપર સ્વારી કરતા ગાંધરબલથી ઉપડયા કે નાહનાં મોટાં ખેતરો, પહાડોની અલગારો અને ગામડાંઓની વચમાંથી કુદરતની બલીહારી જોતા જોતા રસ્તો કપાય છે. છ માઇલેક ચાલ્યા પછી એક નાની ટેકડી ચહડવી પડે છે. આ ટેકડી પરથીબી સુંદર તાજરાકો તખ્ત ડોકયું કાઢી જુએ છે. જેની બાજુમાં બલુ રંગના પ્હાડ ઉપર જાંબુઆ રંગનો "હરીપરબત" દેખાય છે. ટેકડીની નીચે ઉતર્યા કે સ્વચ્છ પાણીના તળાવનો અને એક ઘણોજ દીલખુશ કીનારો આપણુ

ધ્યાન ખેંચે છે. આ તળાવનું પાણી એટલું તો સ્વચ્છ છે કે તડકાંને વખતે સુરજનાં કીરણો પાણીપર પડવાથી તળાવની અંદરનો પાળો તેમજ અંદર તરતી નાની મોટી મચ્છીઓ આપણી નજરે પડે છે. આ તળાવની પેલીમેર શાહનશાહ જહાંગીરે બંધાવેલો એક ખુશનુમા બાગ છે, જે અસલ એક નાનો કીલ્લો હતો જેની ભીંતોની વચ્ચેના ખાંચા વગેરે પુરી નાખી બાગમાં ફેરવી નાખવામાં આવ્યો છે. આ બાગમાં પણ દરેક જાતની ફળ ફુલાદી ઉગાડવામાં આવી છે. બાગમાંથી જોતા થોડેક દુર "સંબલ" નામે ગામડું નજરે પડે છે. તળાવનાં સ્વચ્છ પાણીમાં આ કીલ્લા રોકી બાગનો પડછાયો પડવાથી જાણે એક શાહનશાહી તાજ પાણીમાં તરતું હોય એવો દેખાવ લાગે છે. ગરમીના દીવસોમાં ચીનારનાં ઝાડોની છાંયામાં આ કીનારો કેંપ કરવા લાયકનો છે, કારણ કે અહીં ખુશનુમાં ઠંડક લાગે છે, અને શીકાર વગેરેની ઠીક ગમત મળે છે. કીનારાથી દશ પગલાં દુર એક નાનો સુંદર ગુફા છે, જે એક ફકીરે બાંધેલો કહેવાય છે કહે છે કે ફકીર આ ગુફામાં બેશીને તપ કરતો હતો. અને મરતી વેળા તેણે પોતાના ચેલાઓને ફરમાવ્યું હતું કે એના મરણ બાદ એને આજ ગુફામાં દાટવો. આ

ગુફાની બાજુમાંજ આ ફકીરનો બાગ, અને ત્રણ ઝુંપડાં નજરે પડે છે. ઉપલા ફકીરની કબર આ બાગમાંજ બાંધવામાં આવી છે. આ બાગમા દરાખ, પીચ, સપરચંદ, વગેરે થાય છે. અહીંથી થોડેક દુર કન્ડબલ નામનું ગામડું આવેલું છે. કન્ડબલ ગામડાંની બીજી બાજુએ "બન્યાર" "શાદીપોર" "ડુલમુલ" વગેરે સુંદર નાનાં ગામો વસેલાં છે, અને કાશમીરનો બીજો જાણીતો સુંદર સરોવર નામે "Wooler Lake" આવેલો છે.

---

# ગુલમર્ગ.

(Valley of Flowers)

આ કાશમીરનું એક ખરેજ "બાગેબ્હેસ્ત" છે, જે શ્રીનગરથી ૩૦ માઇલ દુર છે, અને દરીઆની સપાટીથી આશરે ૮,૫૦૦ ફીટ ઉંચે છે. ત્યાં મોટાર અથવા ટાંગા માં જવાય છે. અહીં પણ જવા માટે પાકી સડક અને ડાક બંગલા બાંધવામાં આવ્યા છે. અહીં પણ રસ્તામાંથી જતી વખતે કાશમીરની ખીણનો અતી રમણીય દેખાવ આપણને જોવાનો મળે છે. વળી સફેદ બરફથી ઢંકાઇ ગયલા પહાડો જાણે બરફના ઢગ કીધા હોય તે મીસાલ લાગે છે. તેમજ સુંદર પોપલરનાં ઝાડોની અલગાર, પ્હાડોપર ચરતાં મેંઢાં અને બકરાં વગેરેનો દેખાવ આપણને આનંદ પમાડે છે. સુંવાળા સફેદ દુધ જેવા



ગુલ મર્ગના બરફથી ઢંકાયલા પહાડો.

પીડપરથી તે છેક ભોંય સાથ લાગતા લાંબા બાલ સાથના મેઢાં બકરાંનાં આ ટોળાં ખુશાળ જીવે કુદરતની લીલી હરીયાળીનો લ્હાવો ચાખતાં એક ટેકડી પરથી બીજી ટેકડી પર કુદકા મારતાં જાણે પ્હાડો પરથી બરફનાં ચોસલાં ગબડી પડતાં હોય એવો દેખાવ દુરથી રજુ કરે છે. ગુલમર્ગની ટેકડીની તળેટીએ સુંદર રમકડાં માફક બાંધેલો "તંગમર્ગ"નો ડાક બંગલો છે. જ્યાં આપણને ઉતરવું પડે છે.

આ ડાક બંગલો ગુલમર્ગના પ્હાડની કોરપર ખીણ માં આજુબાજુ સુંદર સંખ્યા બંધ ફુલોની વચમાં આવ્યો છે. એ બંગલાની આજુબાજુના બરફથી ઢંકાઇ ચળકતા પ્હાડો, ફુલોથી ઉભાઇ જતી ખીણો, સ્વચ્છ અને કાચનારસ મીસાલ ધોધમાર વ્હેયું જતું ઠંડુ પાણી અને આવાં નીર્મળ પાણીથી લચલચી રહેલાં આસપાસનાં હરીયાળી ભર્યાં ખેતરો આપણી નજર સાંમે કુદરતની બલીહારીનો કાંઇક અજબ દેખાવ રજુ કરે છે.

ઓ હીંદ ! તારાં શું કમનશીબ કે આવી કુદરતની અનુપમ ખુબસુરતી ધરાવતાં આ સુંદર બાગે બ્હેસ્ત કાશમીર યા ગુલમર્ગની કીર્તી ગાવા સર વોલટર

સ્કોટ યા વર્ડઝ વર્થ જેવા સપુતો તારી ભુમીપર પેદા પડયા નહિં. જો તેમ થતે તો આ કાશમીરની રમણ્યતા દુન્યામાં યુરોપ્યન દેશોની સુંદરતા પેઠે મશહુર થઇ જતે અને "લેડી ઓફ ધી લેક" (સરોવરની સુંદરી)ની જાણીતી ઇંગ્લીશ કવીતામાં સર વોલટર સ્કોટે પોતાની માતૃભુમી સ્કોટલાંડના પ્હાડો, ખીણો, હરીયાળી ભર્યાં મેદાનો, પાણીના ઝરાઓ વગેરેની ગાયેલી કીર્તીની સરોબરી કરી શકતે, યા સરસાઇપણું ભોગવતે, અને કોઇ રાજાની અનુપમ ખુબસુરતી ધરાવતી કુંવરીના પ્રેમ પાદને કાશમીરના સુંદર દેખાવો સાથ મઢી લઇ કદાચ તે સપુત એવી કવીતા જોડતે જે "લેડી ઓફ ધી ડલ "લેક"ના નામે મશહુર થાત.

શ્રીનગરથી ચૌદ માઇલ દુર મારગામનો ડાક બંગલો આવે છે. અને માર ગામથી તેર માઇલ દુર "તંગમર્ગ"નું ગામડું વસેલુ છે, જ્યાંથી ગુલમર્ગ ઘોડા ઉપર જવાય છે, ગુલમર્ગના પ્હાડ પર ચઢવા માટે તંગમર્ગ માં ઘોડા કુલી, દાંડી (મંચીલ) વગેરે મળે છે. ગુલમર્ગ અહીંથી ત્રણ માઇલ ઉંચે હશે. ખાઇ માણસો માટે દાંડી પણ તૈયારજ રહે છે.

આસ્તે આસ્તે ઘોડા ઉપર જવું એ ઘણુંજ ડહાપણ

ભર્યું છે, અને જેમ ગમે તેમ ઘોડા દોડાવવા અને હુલડાઇ કરવી એ ઘણુંજ જોખમનું કામ છે; કારણ પ્હાડ પરનો રસ્તો બહુજ સાંકડો છે, અને કોઇક વખતે જ્યારે સામ સામાં ગાય, ઢોર વગેરે મળી જાય છે અથવા તો કોઇ ખ્રાસ્તી ભરી વળાણુ આવી જાય છે, ત્યારે જીવ જોખમમાં આવી પડવાનો સભવ રહે છે. એ ઉપરાંત સડકની બાજુએ લાકડાંની વાડ પણ ભરી નથી યા કાંઇ મોટાં ડાળી, ડાંખળાં વાલાં ઝાડો પણ નથી કે જેની ડાળી ઉપર લટકી બચવા પામીએ, માટે બનતાં સુધી નાહાનીયત પાખું કે હુલડાઇ કરવી નહિં આપણે જેમ જેમ ધીરે ધીરે ઘોડેસ્વારી કરતા ઉપર જઇએ તેમ તેમ આજુ બાજુ નાહનાં મોટાં ચીનારનાં ઝાડો, પાઇનનાં ઝાડો, છુટાં છવાયાં પોપલરનાં ઝાડો વગેરેની ઘટાઓ, બરફથી ઢંકાઇ નમી જતાં પાઇનનાં ડાંખળાંઓ, ખળખળ વ્હેતા સ્વચ્છ પાણીના ઝરાઓ, તે ઉપર બાંધેલા નાહના મોટા લાકડાંના પુલો જેની નીચે વ્હેતાં પાણીનો સંગીતના મીશ્રણ સાથનો અવાજ વગેરે વગેરે તુચ્છ માનવ જાતનાં મનને એટલું તો આનંદી બનાવે છે જેનું વર્ણન કરવું અશકય છે. વળી ઉપર ચઢતાં

પહાડની એકદમ કીનારીએ ગુલમર્ગની સ્હેજ ઉપર સફેદ ધાબાંથી ઢંકાયલું "ખેલન મર્ગ" આવેલું છે. પ્હાડને મથાળેથી જોતાં શ્રીનગર શહેર આપણા પગ આગળ પંથરાયલું નજરે પડે છે.

---

## ગુલમર્ગ રેસીડન્સી.

---

ગુલમર્ગની રેસીડેન્સી પહાડની કઢણેજ બાંધેલી છે. આ રેસીડેન્સી હાઉસ એક અતી સુંદર ઇમારત છે, જેની સીલીંગ, થાંભલા, બારવટીઆં વગેરેપર ઝાડની છાલ ઢાંકેલી હતી, જે જોતાં આપણને ઝાડના થડોનો બંગલો બાંધ્યો હોય એમ દીસે છે. બંગલા માંહે તેનું કીંમતી ફરનીચર, વગેરે જોઇ આપણું દીલખુશ થઇ જાય છે. વળી રેસીડેન્સીના ઝરૂખાપરથી ઉપર નીચે નજર ફેંકતાં એક બાજુ શ્રીનગર, કે જેમાં તખ્ત, કીલ્લો, દલલેક, પરીમહાલ, શાલીમાર બાગ વગેરે દેખાય છે, અને બીજી બાજુએ આખું સુંદર ગુલમર્ગ, મહારાજા વીલા, "ખેલન મર્ગ" Meadow of Goats

પોલો ગ્રાઉંડ, નેડો હોટેલ, વગેરે નજરે પડે છે. રેસી-ડેન્સીને ફરતો બાગ છે, જેમાં પમરાટવાળાં ફુલો, ફળ ફળાદી વગેરેનાં ઝાડો રોપી અતી ખુબસુરત બનાવવામાં આવ્યો છે. આ બાગ ગુલમર્ગની ખુબસુરતીમાં વધારો કરતો હતો. તે એટલા સુધી કે એ બાગમાંનાં ઝાડોપર ઉગેલાં રંગબેરંગી ગુલાબ, ડેલીઆ, લીલીઝ, ફરગેટ-મી-નોટ વગેરે વગેરે ભાત ભાતનાં ફુલો જ્યારે મંદમંદ વાયુની શીતળ લ્હેરકીમાં ઝુલતાં હતાં ત્યારે જાણે સંખ્યા બંધ પતંગ્યાઓ ઉડતાં હોય બાગે બ્હેસ્તનો દેખાવ રજુ કરતાં હતાં.

———

# "વાચ્છા વીલા."



આ સઘળી કુદરતની રચના જોઈ હમોએ મી૦ વાચ્છા નામે એક જરથોસ્તી ભઇના બંગલામાં ઉતારો લીધો. આવાં એક બાગે બ્હેસ્તમાં પણ આપણા એક જરથોસ્તી બીરાદરને એક બંગલો ધરાવવા માટે આપણે કુદરતીજ તેમને મુબારકબાદી આપી શકયે, અને આપણે જરથોસ્તીઓ વાજબી મગરુરી લઇ શકયે, બસ્તે કુસ્તીયાન કે દુન્યાંનો કોઇબી દેશ એકબી સપુત વીના ખાલી નથી. આ બંગલો પણ એક ઘણીજ અચ્છી જગ્યાએ "ખેલન મર્ગ"ના પ્હાડની સામેજ દમામમાં ડોળા ધુરકતો સફેદ દેવ મીસાલ ફસડાઇ પડેલો દેખાય છે. સહવારના પ્હોરમાં વાચ્છા વીલામાંથી ડોકયું કાઢી જોતાં અહીંના ઘરોનાં છાપરાંઓ, ઝાડો, વગેરે બધાં બરફમાં ઢંકાઇ ગયલાં અને સઘળે બરફજ નજરે પડે. આશરે આઠેક વાગે બરફ પડતુ બંધ પડયું અને સ્હેજ તડકું

પડયું. ચાહ નાસ્તો લઇ ઘોડે સ્વારી કરતા "ખેલનમર્ગ" જવા ઉપડયા. ગુલમર્ગનાં લીલાં મેદાનમાંથી ધીરેધીરે પસાર થતાં કોઇ ઉચે તો કોઇ નીચે, કોઇ ખીણમાં તો કોઇ પ્હાડની ટેંચપર એમ નાહના "સ્કોટીશ વીલા"ઓ અને તેઓનાં બરફથી ઢંકાઇ ગયલાં છાપરાં, જેની ઉપરની ધુમાડાના ગોટા કાઢતી નાનકડી ચીમનીઓ આપણી નજરે પડે છે. વળી બીજી બાજુએ મોટી પોલો ગ્રાંઉંડ, ટેનીસ કોર્ટ, ક્રીકેટનું મેદાન, ગોલ્ફ અને રેસકોર્સ, રમવાની જગ્યાઓ સપાટ જમીનપર નજરે પડે છે. તેની પડોશમાં જીમખાના પેવીલીયન છે, જેની બાજુએથી ધોધમાર પાણી વહી જાય છે. વળી તેનીજ પેલી મેર નેડો Nedou હોટેલ છે, જે હોટેલ પણ ઘણીજ સારી જગ્યાએ આવેલું છે. અને તેમાં ડેન્સ, કોનસર્ટ વગેરે પણ થાય છે. આ હોટેલ આગળથી પણ પાણીનો સુંદર ધોધ પસાર થાય છે. આગળ ચાલતાં "ખેલન મર્ગ"ના પ્હાડની તળેટીએ આવી પુગ્યા અને ત્યાંથી ધીરે ધીરે ઉંપર ચઢવા માંડયું. બરફને લીધે રસ્તો સરકણો હતો, અને અધવચ્ચે આવતાં થોડીક સપાટ જમીન આવે છે, જ્યાં ઠંડક ઝાઝી હતી અને જ્યાંથી આસપાસનો સઘળોજ સઘળો બરફથી ઢંકાયલો દેખાવ

આતી ખુશનુંદ લાગતો હતો, ત્યાં અમોએ સ્હેજ વીસામો લેઇ ભાત્યું છોડયું. જેમ તેમ સ્પીરીટનો ચુલો સળગાવી ચાહ ગરમ કીધી, પણ ગ્લાસ હાથમાંથી પડતાં ઢોળાઇ ગએલી ચાહપર તરતજ ઝીણું ઝીણું બરફ બંધાઈ ગયું.

અહીંથી આગળ હીંડતાં એક મોટો ગોળ પથ્થર અમારી નજરે પડયો જેની ઉપર બરફ બંધાઇ જઈ સુરજના તડકાથી પીગળતાં બરફના રેળા નીચે પડવાથી જાણે બરયના સળીઆ અની ગયા હતા, જે કોઇ કાશ-મીરી ખુબસુરતીના વાળના ચોટલા ગુંથ્યા હોય એવો દેખાવ રજુ કરતા હતા. પ્હાડને માથાળે આવી પ્હોંચતાં અતીશય સુંદર દેખાવ જે નજરે પડે છે તેનું વર્ણન કરવાની કયા ચીતારાની પીછીમાં યા કવીની કલમમાં તાકાત હોય. અહીંથી એક બાજુ નજર કરતા સુંદર ગુલગર્ગ નીચે પગ આગળ પડેલું હતું, જેનીથી દુર બારીકીથી જોતો ગાંધરબળ, માણુશબળ, વુલર લેક, વગેરે વગેરે દીસે છે. બીજી બાજુ નજર ફેંકતાં બર-ફમાં ઉંચાતું "પુંચ" ગામડું, અને તેથી થોડે દુર ગગનસે માથું અડાડો ઊભેલો "ખંડાળાના ડયુકસ નોઝનો ખ્યાલ આપતો "નંગાપરબત" દીસે છે.

જે સઘળા જણા વાચ્છા વીલામાંથી ઉપડયા હતા

તે સઘળાઓ કાંઇ "એલન મર્ગ" આવ્યા હતા નહીં કારણ કે જગ્યા અતી થંડકવાળી અને ચીકણી હોઇ, બરફમાં પગ ધુસી જતા હતા, જે સાથ વળી પ્હાડી મોટાં રીંછોનોં પણ ભો હતો. તેમજ વળી બરફનું જો એકાએક તોફાન થઇ આવે તો તેમાંજ દટાઇ મરવાનો યા આંધળા થઇ જવાનો ભય હતો. આંખને એ માંહેથી બચાવવા એક કાળા ચશમાંની જરુર છે. ત્યાં તેમજ બીજા સઘળા પ્હાડો પર બરફમાં ચઢવા હંમશ પગે ગરમ પટી વાટાળી લેવી, આપણા પ્હેરેલાં બુટપર ત્યાંજ મળતી ઘાસની ચપલી પ્હેરવી અને હાથમાં એક લાંબી લાકડી લેવી ફાયદાકારક છે. અહીં વળી પાછી પેટની પુંજા કરી લઇ ગરમ કાફીપી આંગમાં ગરમી લાવી જરા વીસામો લઇ, બરફના નાના દડા બનાવી એક મેકને મારતા ને મજાક કરતા પાછા નીચે ઉતરવા માંડયું.

બીજે દીવસે સહવારમાં જલદી ઉઠી ગુલમર્ગનો ધોબી ધાટ અને ત્યાંનું બજાર વગેરે જોવા ગયા. બરફ તરતનુંજ વરસતું બંધ પડયું હતું અને સુર્યનો તડકો પડવાથી ગુલમગની સુંદર લીલી હરીયાળી ભરી ખીણો, ઉંચા સફેદ પ્હાડો, લીલાં મેદાનો વગેરેનો ઘણોજ સુંદર

દેખાવ નીહાળતા ઘોડાપર ધીમે ધીમે આગળ હીંડયા. બજારમાં નાના મોટા પરચુરણ માલના વેપારીઓની ચોખા દાળ, ગોસ્ત, ખોરાકી, વાઇન, વગેરે વગેરેની સામ સામે આવેલી દુકાનો અને તેઓની બાજુમાંથી વ્હેતાં પાણીના ધોધ સુંદર દેખાવ રજુ કરતા હતા. અહીંથી દુર ઉંચે નજર કરતાં ખેલન મર્ગ, હરમુખ, નંગા પરબત, વગેરેની ટાંચો નજરે પડે છે. સીમલામાં બરફથી ઢંકાયલા પ્હાડોની ટાંચોપર સુર્યનાં કીરણો પડવાથી જોવા અતી સુંદર દેખાવો તથા બરફના વરસવાથી જાત જાતના આકારની જેવી ટાંચો થાય છે, તેવાજ દેખાવો અહીં પણ નજરે પડે છે.

નવેમ્બરની શરૂઆતમાં બરફ વરસવું શરૂ થવે સર્વે વીઝીટરો તેમજ દુકાનદારો અને વેપારીઓ અક-ટોબરની અધ વચ્ચે યા આખેરીએ ગુલમર્ગ છોડી શ્રી નગર જઇ વસે છે. વળી નવેમ્બર અને ડીસેંબર માસમાં શ્રી નગરમાં બરફ પડવાથી ત્યાંના મ્હારાજા અને શ્રીમંત લોકો "જમુ" જાય છે.

અહીં બીજી જોવા લાયક જગ્યાઓમાં, ફીરોઝ પોર પાસ, પુંચપાસ, અલીપથાર, ગરીમર્ગ પીરપંજાલ પાસ વગેરે છે.

---

# ઇસ્લામાંબાદ.

શ્રીનગરથી ઇસ્લામાંબાદ ૨૭ માઇલ દુર છે અને મોટાર યા ટાંગામાં એક દીવસમાં જવાય છે. જો એક દીવસમાં દોડા દોડીમાં જોઇ આવવું હોય તો મોટાર યા ટાંગામાંજ જવું. જો આસ પાસની કુદરતી રચના જોતા જોતા જવું હોય તો આપણી "હાઉસબોટમાં" જવું જેથી અતી ઘણી મઝાહ પડે છે. નદીને માર્ગે શ્રીનગરથી ઇસ્લામાબાદ ૪૭ માઇલ છે. નાની ડુંગા બોટમાં જતા બે દીવસ અને હાઉસ બોટમાં જતાં ચાર દીવસ લાગે છે. તે ઉપરાંત ઘણું ખરૂં પવન અને પાણી પર પણ આધાર રહે છે. અહીંથી થોડેક સુધી આપણને સર્પરોકી નદી મળે છે, અને દુરના બરફથી ઢંકાયલા પ્હાડો, કરાકરી બીસ્કીટ જેવા પુલો, ગામડાંઓ, દેહરાંઓ અસલી ખંડીએરોને જોતાં જોતાં લ્હેરે લ્હેરે જતાં ખુબ મઝાહ પડે છે. વળી આપણને જે જગ્યા પસંદ પડી તે જગાએ હાઉસ બોટ ઉભી રાખી નાનકડો તંબુ મારીને રહેવાની અને કેંપ લાઇફ ગુજારવાની ઘણીજ મઝાહ પડે છે. આપણને શ્રીનગરથી

ઉપડતી વખતે ચાર માજીઓ વધારે રાખવા પડે છે, જેઓ રોજ માણુસ દીઠ બાર આના લે છે. અને ચોખા, પાંઉ, માખણુ, જેલી, મસાલો, ચાહ, ખાંડ, તરકારી વગેરે લેઇ લેવું: ઇંડાં દોઢીઆંનાં બે, અને મરઘી છ આને કેથેથીબી મળે છે. સાથે પૈસાનું પરચુરણુ, દોઢીઆં વગેરે પણુ લેઇ લેવાં, કારણુ તે બાજુએ મળતાં નથી અને લુચ્ચા કાશમીરીઓ નોટ સ્વીકારતા નથી. તેમજ દશની યા પાંચની નોટનું છુટું લેવા જતાં જતાં બહુજ હલાકી પડે છે, અને જો મળે છે તો રૂપીએ ચાર દોઢીઆં કમતી આપે છે. આપણા માજીઓને રોજ ચાહ માટે બે દોઢીઆં કે એક આનો બક્ષીસ આપતાં તેઓ કામ વધારે ખુશીથી કરશે. શ્રીનગરથી બોટમાં ઉપડયા કે માજીઓ દોડા દોડી અને બુમાબુમ કરી આપણું પાણીમાં તરતું નાનું જેવું ઘર ઘસડી જાય છે. આજુ બાજુ નાના મોટા બાગ, બંગલાઓ, દુકાનો, ચીનારની ઘટાઓ, તખ્તે સુલેમાન મોટાં ખેતરો, મેદાનો વગેરેનો દેખાવ જોતાં જોતાં રસ્તો કાપતાં બહુ મઝાહ લાગે છે. અહીંથી એટલે મુનશી બાગથી બે માઇલ દુર જતાં પંઢરીનાથનનું જાણીતું મંદીર આવે છે, તે પણુ જોવા લાયક છે. વળી તે



મંલ્લીનાથનું દેહરૂં.

બાજુનો દેખાવ પણ ખુશનુંમા લાગે છે.

---

# પંઢરીનાથન.

---

પંઢરીનાથનનું જાણીતું દેહરૂં શ્રીનગરથી થોડેક દુર છે અને તે પણ શ્રીનગરની નજદીકમાં આંવ્યા ઘણાઓ જોવાં જાય છે. આ દહેરાપર જવા પથરાથી બાંધેલો પાકો રસ્તો છે. આ દેહરાંનું ગુંબજ સાથનું છાપરૂં ખરેખર જોવા લાયક છે, કારણ કે તેનું બારીક કોતર કામ અસલી નાદર હુન્નરનો એક નમુનો જ છે, અને આગલા રોમન અથવા ગ્રીક શિલ્પ કામ જેવું લાગે છે. આ છાપડાંનો ઘણો ખરો આકાર ભીક્ષાં માગવાની જોગીની તુંમડી જેવું લાગે છે. આ દેહરાંની ચારે બાજુએ એક લાંબી પડશાળ બાંધેલી છે અને દરેક બાજુના ઓરડાઓ માં ઘણુંજ અચ્છું કોતર કામ કરવામાં આવ્યું છે. આ દેહરૂં રાજા પારથ, કે જે કાશમીરમાં સને ૯૧૩ થી ૯૨૧ સુધી રાજ્ય કરી ગયો, તેના વખતમાં તેના પ્રધાન

મીરૂએ બાંધ્યું હતું અને મહાદેવને અર્પણ કીધું હતું એમ ત્યાંના લોકો કહે છે. ત્યાર પછી આ દેહરાંની આસપાસ જુનું કાશમીરનું રાજ્યધાની શહેર વસાવવામાં આવ્યું. આ દેહરાંઓનું નામ પંદ્રીનાથ એના અસલનામ "પુરન ધીસ્ટાન" ઉપરથી પડેલું કહેવાય છે. જેનો અર્થ સંસક્રીતમાં "જુની રાજ્યધાની" કરી થાય છે. જો કે આ દેહરૂં બાંધવામાં આવ્યું તેની પણ લગભગ ૫૦૦ વર્ષ અગાઉ રાજા પ્રવરસીંહ બીજાએ હાલના કાશમીર ને પોતાનું રાજ્યાધાંની શહેર બનાવ્યું, તો પણ જુના કાશમીરને તજી દેવામાં આવ્યું હતું નહિં. સને ૯૬૦ માં રાજા અભીમન્યુના વખતમાં આ જુના કાશમીરમાં એક મોટી આગ લાગી હતી અને શહેર બીલકુલ નારાજ થઇ ગયું, પણ "પંઢરીનાથન" ના દેહરાંની આસપાસ મોટો તળાવ આવેલો હોવાથી એ આગથી તારાજ થતું બચી ગયું એ સીવાય બીજી કોઇ પણ ઇમારત બચી નહી. આ દેહરાંની નજદીકમાં થોડાંક ખંડીએરો પણ જોવામાં આવે છે જે પણ સાદાં અને પડત હાલતમાં પડયાં છે. આથી થોડેક દુર એક ટેકડી આવી છે જેની ચારે દીશાએ કાંઇ કાંઈ લેખ તથા કોતરકામ કરવામાં આવ્યું કહે છે અને જેથી

તેને "ચૌમૂખી" કરીને કહે છે. જેમ ધારાપુરીના ગુફામાં ત્રણ માથાંની એક મોટી મુર્તી જોવામાં આવે છે જેને ત્રીમુર્તી કરી કહે છે, તેજ પ્રમાણે આને પણ આ નામ આપવામાં આવ્યું છે. આ ખંડીએરો સુધારવાને બદલે ત્યાંના કાશમીરાઓ અહીંથી નાના મોટા પથરાઓ ઉપાડી લઈ તેઓનાં ઘરો, અને ઘરના થાંભલાઓ વગેરે બનાવે છે. અજબ જેવું છે કે આવું અસલી ખંડીએર જાળવી રાખવા અને સાફ સફાઇદાર રાખવાને બદલે ત્યાંની સરકાર આવો ગેરબંદોબસ્ત ચાલવા દે છે. એનાથી આગળ જતાં આજુબાજુ નાની મોટી ટેકડીઓ તેની ઉપર ઇંટ બનાવવાનાં કારખાનાઓ, તખ્તે સુલેમાન વગેરે દેખાય છે. એક નાનું ગામડું પસાર થઇ પોંમપોર નામનું જાણીતું ગામડું આવે છે.

---

## પોંમપોર

---

અહીં બોટ ઉભી રાખી નાના શીકારામાં બેસી પોંમપોર જોવા નીકલ્યા. આ વખતે સાંજ પડી હતી

અને અમને રાત પણ ત્યાંજ કાઢવાની હતી. આ ગામડું ઘણુંજ સુંદર લાગે છે. આજુબાજુ ફરતે ઘેરાયલા બહુ રંગના પહાડો આવેલા છે, જે પહાડોપર શીકાર ઘણો મળે છે. વળી તેની નજદીક કાશમીરના મોટાં અને જાણીતાં કેશરનાં લીલાં અને જાંબુઆ રંગનાં ફુલો સાથનાં ખેતરો, થંડકવાળી મટોડી ને ઘાસ વગેરેથી બાંધેલાં ઘરો, દુકાનો વગેરેનો દેખાવ અહીં વળી ઓરજ લાગે છે. સાંજ હોવાથી આખું ગામડું જાણે બહુ રંગનો વરસાદ પડવાથી બહુ રંગનું થઈ ગયુ હોય એમ લાગતું હતું. અહીં પણ બરમીઝ "પેગોડા" ની ઢબપર બાંધેલી એક પુરાણી મસજીદ જોવાલાએક છે. પોમપોર "પતુ" નામે ગરમ કપડાં માટે અને કેશર માટે ઘણુંજ જાણીતું છે. મુંબઈમાં આપણે જે "હંટીંગ કોટ" પહેરીએ છીએ તેવું ગરમ કપડું જાત જાતના રંગનું અહીં વણાય છે, જે પાણીનાં મુલે મળી શકે છે. તેનો એક ડગલો અને પાટલુન સીલાઇ સાથે બાર રૂપીઆમાં થાય છે. બીજું પોમપોરની બીસ્કીટ ઘણી જાણીતી છે, જે ખાસ ચોખ્ખાં ઘીની બનાવેલી રૂપીઆની સોળ મળે છે, અને ચાહ સાથે ગરમ કરી ખાવા માટે બહુજ સ્વાદ આપે છે. આ બીસ્કીટ યુરો-

પીયનો શ્રીનગરથી ખાસ મંગાવીને ખાય છે. તે ઉપ-રાંત અહીંનું કેશર પણ ઘણુંજ અચ્છું અને ચઢીઆતું કહે છે, અને વળી સસ્તું મળે છે. અહીં મહારાજા સાહેબનો "રેસ્ટ હાઉસ" પણ છે. તેમજ એક કીનારેથી બીજે કીનારે જવા લાકડાંના પુલો, બજારો, દુકાનો, વગેરે તેમજ સારી વસ્તી ધરાવે છે. અહીંથી થોડે દુર કેટલાંક ગામડાંઓમાં ગરમ પાણીના કુંડ, પહાડની નજદીક જુનાં ખંડીએરો વગેરે જોવા લાયક છે.

---

## પોંમપોરથી સોમપોર.

---

બીજે દીવસે સહવારના હમારી બોટે પોંમપોર છોડી સોમપોર તરફ હેર્યું લીધું, જે વેળા અમો સઘળા મીઠી ઉંઘમાં પડેલા હતા ઠંડી અતીશય ઘણી પડતી હતી, પણ અમારી બોટે કયે વખતે પોંમપોર છોડયું તે અમને માલમબી પડયું નહીં. હમારા માઝીઓ સહવારના ૭ વાગામાં ઉપડી ચુકેલા, અને અમો જયારે જાગ્યા ત્યારે તો શોમપોર નામનું ગામડું આવીબી લાગ્યું

ત્યાં કોઇ કપડાં ધોય, કોઇ ઠંડાં પાણીએ નાહે, કોઇ ઝાડ કાપે, કોઇ બુમ પાડે, વગેરે વગેરે ગડબડ યા અવાજ થતાં અમો તરત જાગી ઉઠી બહાર જોવા ગયા. બહાર જઇને જોઇએ તો અતી કડકડતી ઠંડી પડે, ઝીણું ઝીણું બરફ પડે, અને પંડીત મહારાજો મંદીરમાં પુંજા કરવા જવા પ્હેલાં ઠંડાં પાણીએ સ્નાન કરતા હતા. હમો તો આ જોઇને છક થઇ ગયા કે આવી ઠંડીમાં ઠંડાં પાણીએ કેમ નાહતા હશે. પાણી જોઇએ તો બરફ કરતાંબી ઠંડું અને આંગળાં બોળીએ તો લોહી મી બંધાઇ જાય, તો પણ આ પંડીત મહારાજો ખુશ ખુશાલ "રામ રામ" કરતા જાય ને નાહતા જાય. નાહી રહીને દીલ નુંછયા પછી મહારાજની મુછ ઉપર ઝીણું બરફ બંધાઇ જાય. સરદી ઘણી હતી જેથી આપણે તો પાછા બોટમાં પેઠા, અને ગરમ ગરમ ચાહ–નાસ્તા વગેરેની ગોઠવણ કરવા માંડી, જ્યારે અમારી બોટ આવાંતીપુર ગામડાં તરફ સડસડાત ઘસડાતી હતી.

—— ——

# આવાંતીપુરનાં ખંડીયેરો.

---

બપોર પડતાં અમો આવાંતીપુર ગામડાં આગળ આવી પુગ્યા, જ્યાંનાં જાણીતાં દટાઇ ગયલાં હીંદુ દેહરાં ઓમાંનાં બે દેહરાંઓ જોવા જેવાં છે. આ બેમાનું એક દેહરૂં હજી જમીનમાં દટાયલું છે, અને બીજું મોટા ખર્ચે ખોદી કાઢયું છે. એ બીજા દેહરાંનો દેખાવ ઘણોજ દમામદાર લાગે છે. ખોદ કામ કરતા મુર્તીઓ, મોટાં અનાજ ભરવાનાં મટોડીનાં વાસણો, બળેલાં અસલી પુસ્તકો, બળેલો અનાજ, લાકડાં, પૈસા વગેરે હાથ લાગ્યું છે. શ્રીનગર અને ઇસ્લામાબાદની વચ્ચેના જેહલમ નદીના જમણા કીનારાપર કાશમીરના આગલા પ્રખ્યાત રાજા આવાંતીવર્માનું રાજ્યધાની શેહર આવેલું હતું. આ જગ્યાએ ઉપલા રાજાએ બે સુંદર મોટાં દેહરાંઓ બાંધ્યાં હતાં, જેમાંનું એક પોતાના રાજ્યાભીષેક અગાઉ, અને બીજું, જે જરા વધારે મોટું છે તે, ત્યાર પછી બાંધ્યું હતું. એ બન્ને દેહરાંઓ આવાંતી સ્વામી અને આવાંતીસ્વરાનાં નામ તળે મહાદેવને અરપણ કરવામાં આવ્યાં હતાં. આ બે દેહરાંઓમાંનું એક હાલ ખોદી કાઢીને બરાબર

ખુલ્લું મુકયું છે, જેમાંના મોટા દરવાજાઓ હજી પણ જેવાને તેવાજ આવાંતીપુરના રસ્તાને દેખાવ દેતા ઉભા છે. આ તેમજ પાછળ વર્ણવેલાં મારટંડના દેહરાંને એકકો દરવાજો જોવામાં આવે છે જ્યારે બીજાં દેહરાંઓને માત્ર બે દરવાજા હોય છે, એક પુર્વ દીશાએ અને બીજો પશ્ચીમે. એનું કારણ એમ કહે છે કે સુર્યનાં કીરણો બરાબર સહવારના અથવા સાંજના દેહરાંમાંની મુર્તીઓ ઉપર પડે. આ દેહરૂં પાછળ વર્ણવેલાં મારટંડનાં દેહરાંનાં જેવુંજ છે. અને એના થાંભલાઓ, દરવાજાઓ; ઓરડાઓ. વગેરે મારટંડના દેહરાંની પેઠેજ ગોઠવવામાં આવ્યા છે. એ ઉપરનું બારીક કોતર કામ વગૈરે ઘણું જોવા લાએક છે. કાશમીરની મુસાફરીએ જનાર દરેક મુસાફરે આ આવાંતીપુરના દેહરાંઓ જરૂર બારીકીથી જોવા ચુકવું નહિ, કારણ કે એ દેહરાંઓ અસલનાં જમાનાના હોઇ હાલમાંજ ખોદી કાઢવામાં આવેલાં હોવાથી અત્યાર સુધી નહી જોવામાં આવેલી શીલ્પકળાનો અચ્છો ચીતાર આપણી નજર સામે રજુ કરે છે. તેમજ અંદરના મુર્તી રાખવાનાં ગર બાલીયમો અને તેમની ત્રણે બાજુએ બાંધેલા નાના મોટા ઓરડાઓ ઘણીજ અચ્છી હુન્નરમંદી દેખાડે છે.

ખોદ કામ કરતાં ત્યાંથી નીકળેલી દરેક ચીજોનો ત્યાંજ સંગ્રહ કરવામાં આવ્યો છે, જે દરેક મુસાફરોને દેખાડવામાં આવે છે. અહાંથી આગળ વધ્યા કે બીજબેહારા નામનું ગામડું આવે છે.

---

## બીજબેહારા.

---

આ ગામ પણ ઘણુંજ રમણ્ય છે, અને ઘણી સારી વસ્તી ધરાવે છે, અને અહીં આશરે ૨૦૦ નાનાં મોટાં ઘરો કીનારા નજદીક જોવામાં આવે છે. નદીના બંને કીનારા ઉપર મોટાં અગાશી સાથનાં વાકાં ટીકાં બાંધેલા ઘરો છે, અને બીજી બાજુએ પત્થરથી ચણી લીધેલી સડક બાંધેલી છે. અહીં પણ થોડે દુર જુનાં ખંડીએરો અસલી દેહરાંઓ વગેરે જોવામાં આવે છે. બોટમાં બીજબેહરાથી જરા આગળ વધ્યા કે એક મોટું ઝાડ જોવામાં આવે છે, જેનો ઘેરાવો આશરે ૪૫ ફીટ હશે. આ ભાગ્યશાળી ઝાડનાં થડ ઉપર નામદાર લોર્ડ અને લેડી હાર્ડીંજનાં કોતરેલાં નામો વાંચવામાં આવે

છે, એ ઉપરાંત બીજા પણ મુસાફરોએ પોતાની યાદગીરી જાળવવા ખાતર પોતાનાં નામો અહીં કોતરી કાઢયાં છે. અહીં પણ ચીનારનાં પોકળ થડવાળાં ઝાડોની ઘટા, બઝીર બાગ, ખાનબલ વગેરે જોવામાં આવે છે. વળી અહીંપણ તંબુ નાખીને રહેવા લાયકની જગ્યા છે. અહીંથી ઉપડી બીજાં કેટલાંક નાનાં દીલપઝીર ગામો છોડી કાશમીરનાં બીજાં સુંદર શહેર ઇસ્લામાબાદ આગળ હમો બીજે દીવશે રાત્રે નવ વાગે આવી પુગ્યા.

---

## ઇસ્લામાબાદ (અનંતનાગ)

---

એને કાશમીરનું બીજુ સુંદર શહેર કહેવ.માં આવે છે, અને અહીં પણ ઘણીજ મોટી વસ્તી, કહોની કે આશરે ૨૧,૦૦૦ માણસોની હશે. અહીં મોટાં ઘરો, બંગલાઓ, હોસ્પીટાલ, બઝાર, પોસ્ટ અને ટેલીગ્રાફ્ ઓફીસ, ડાક બંગલા દુકાનો વગેરે નજરે પડે છે. દુન્યા વર્ણની જાણીતી "સીગર સોઇંગ મશીન" કંપનીની નાનકડી દુકાન આપણું ધ્યાંન ખેંચે છે. કહેવામાં

આવે છે કે આ ગામ અસલ એક તલાવ હતું, જેનાં પાણીનો ડાઘ હજી પણ પહાડો ઉપર દેખાય છે. આ શહેર પણ ઘણુંજ ખુશનુમાં લાગે છે. તેમજ એ નાહના મોટા પાણીના ઝરાઓ. જુનાં મંદીરો, બાગો, ખડીએરો, વીગેરેથી ભરપુર છે, અહીં પણ મહારાજા સાહેબનો "રેસ્ટ હાઉશ," ગંધકના ઝરા, અસંખ્ય મચ્છીઓ સાથ ઉભાઇ જતાં તળાવો જોવામાં આવે છે. આ તળાવો ખાસ કરીને જુનાં દેહરાંઆના બગીચામાં જોવા-આવે છે' અને આ મચ્છીઓ કોઇને પણ પકડવા દેતા નથી કારણકે એ મચ્છીઓને પંડીતો ઘણીજ પવીત્ર માને છે. અહીં દરેક મંદીરોમાં આ રીતે ઉભાઇ જતી અસંખ્ય મચ્છીઓ સાથનાં મોટાં તળાવો હોય છે. જો રોતીના યા પાંઉના નાના ટુકડાઓ પાણીની સપાટી ઉપર નાખ્યા હોય તો એટલા ઢગલામાં સઘળીજ કાળી મછીઓ તે ઉપર તુંટાંતુટ કરે છે કે તે જોઇ આપણને કમકમાટ છુટે છે. એથી એમ નથી ઠરતું કે આ મચ્છીઓ ભુખી હશે, પણ તેથી ઉલટુજ આ નશીબવંતી મચ્છીઓને રોજ સહવારના પ્હોરમાં પંડીતો પુજા પાત્રી કરતી વેળા સ્વાદીસ્ટ મીસ્ટાનોથી તૃપ્ત કરે છે. તળાવોના પાણી એટલાં તો કાચ જેવાં સ્વચ્છ છે કે

મચ્છીઓ માટે અંદર નાખેલી મીઠાઇ જેવીકે લાડુ, બરફી, પેંડા,જલેબી પાણીને તળીયે પડેલી દીસે છે. ઇસ્લાંમાંબાદમાં પણ જાત જાતનાં કપડાંઓ બને છે. અને ખાસ કરીને સરસમાં સરસ અહીંના ભોંયપર નાખવાના આંખે ઉડી વળગે તેવી તરાહના ગાલીચા અતી સુંદર કારીગીરીથી વણવામાં આવે છે. જે ગાલીચા અતી સસ્તાં દામે મળે છે. ઇસ્લામબાદથી "જમુ" જવાનો હાલમાં રસ્તો બંધાય છે, જેનેથી મોટો વેપાર ચાલ વાની વકી રખાય છે. અહીંથી પણ ઘણી જાણીતી જગ્યાઓ જોવા જવાય છે.

---

## અછબલ.

---

અછબલનો જાણીતો બાગ ઇસ્લામાબાદથી આશરે ૭ માઇલ દુર હશે. આ સુંદર બાગમાં પણ સંખ્યાબંધ પાણીના ઝરાઓ આવેલા છે, અને એ પણ પહાડની તલેટીએ બનાવેલો મોગલ વંશનો બાગ છે. અહીં જવા માટે ટાંગામાં જવું પડે છે, અને ત્યાં ઇસ્લામાબાદ

બજારમાંથી થઇ, મોટાં નાળાંઓ, આનંદોમય ઝાડોની ઘટાઓ, પોપલરનાં ઝાડોની અલગારો વગેરે પસાર કરી જવાય છે. ત્યાં જતાં રસ્તે પસાર થતાં ઉંચા પહાડો, નાહનાં મોટાં ઝુંપડાંઓ, અને ગામડાંની સુખી જીંદગી નીહાળીએ છીએ. આ બાગની નજદીક એક ડાક બંગલો છે, અને આજુબાજુ પણ ઘણુાઓ તંબુ નાંખીને રહે છે. બાગમાં દાખલ થતાં ને વાર આંપણા દીલમાં અતી ઘણી ઠંડક લાગે છે. નીર્મળ પાણી ઉરાડના ફુવારાઓ અને તેમાંના સ્વચ્છ બરફ જેવાં પાણીનાં દર્શણ થાય છે. તેમજ બાગમાં "સમર હાઉસ" વગેરે જોતાં અસલી મોગલ જાહોજલાલીનો કાંઇક ખ્યાલ આવે છે. અહીં પણ નીશાતબાગની પેઠેજ ઉંચા "પ્લેટ ફોર્મ" બાંધી, વચ્ચો વચમાં પાણીની નહેર બનાવી ઉતરાણને માટે આડા પત્થર મુકી, તે ઉપરથી પાણીની રેલછેલ પુર જોશમાં અને અવાઝો સાથે વ્હેતી કરવામાં આવેલી છે.

પહાડમાંથી કોતરીને એક બીજો "સમર હાઉસ" બનાવવામાં આવ્યો છે, જે હાલમાં ભાગી પડયો છે. દરેક જાતનાં રંગ બે રંગી ફુલોના કયારાઓ, ચીનારનાં મોટાં ઝાડોની ઘટાઓ, સફરચંદ તથા બીજાં ફળફળાદીનાં ઝાડો, વગેરેની રચના મનુષ્યનાં ભમતાં મનને તેમજ

તનને તાજગી બક્ષે છે. અહીંથી આગળ જતાં એક બીજા બાગમાં દાખલ થવાય છે, કે જ્યાં વળી કાંઇ ઔરજ અજાયબ જેવું જોવાનું મળે છે. અહીં નાનેથી (આપણી આંગળી જેટલી) તે મોટી આપણા અર્ધા હાથ જેટલી આશરે ૧૨ રતલનાં વજનની મચ્છીઓ જોવાંમાં આવે છે. જમીનમાં લાંબા ખાડા પાડી લગભગ દશબાર પાણીના હવાડા બનાવવામાં આવ્યા છે. આ માંહેલા પ્હેલા એક હવાડામાં એકદમ નાની મચ્છી "ત્રાઉટ" બીજા હવાડામાં તેનાથી જરાક મોટી પછી ત્રીજામાં તેનાથી મોટી એમ કરતાં દશથી બારમાં હવાડામાં લગભગ આપણા અર્ધા હાથ જેવડી મચ્છીઓ પાળવામાં આવી છે આ બધું ત્યાંનો રખેવાળ ફેરવીને આપણને દેખાડે છે. જ્યારે ઉપલા હવાડામાં કાપેલી મચ્છીના ટુકડાઓ નાખે છે ત્યારે તે ખાવા માટે અંદર મચ્છીઓની તુટાતુટ કંઇક રમુજ પમાડે છે. આ મચ્છી પકડવા માટે ખાસ પરવાનો લેવો પડે છે. આહવાડાઓની સામ સામી બાજુઓ ખુલ્લી રાખી છે, અને તે બાજુએ જાળીઓ જડવામાં આવી છે, જેથી ત્યાંના મોટા ઝરાનું પાણી દરેક હવાડામાંથી રાત દીવસ પસાર થઇ હવાડા સાફ રાખે છે. આ બધું પાણી વળી

ઓની સામસામી બાજુએ ખુલ્લી રાખી છે, અને તે બાજુએ જાળીઓ જોડવામાં આવી છે, જેથી ત્યાંના મોટા ઝરાનું પાણી દરેક હવાડામાંથી રાત દીવસ પસાર થઇ હવાડા સાફ રાખે છે. આ બધું પાણી વળી એક જગ્યે એકઠું થઇ એક મોટા ધોધ રૂપે બહાર પડે છે. આ બાજુએથી પણ પહાડ ચઢીને જોઇશું તો રમણ્ય ખેતરો, મેદાનો, વગેરેનો રમણ્ય દેખાવ નજરે પડે છે. આ બાગમાં પણ "વીઝીટર બુક" રાખવામાં આવી છે, જેમાં નામાંકીત નર નારીઓ જેવાં કે લોર્ડ અને લેડી હાર્ડીંજ, લોર્ડ રોબર્ટસ, શમસુલ ઔલમાં ડા૦ જીવનજી જમશેદજી મોદી, મહારાજાઓ, જાગીરદારો વગેરે વગેરેનાં નામો નજરે પડે છે. અહીં મધપુડા ઘણી મોટી સંખ્યામાં નજરે પડે છે. કાશમીરનું સફેદ મધ ઘણુંજ જાણીતું છે. આ બધું બારીકીથી જોઇ પાછા ટાંગામાં ભવન નામે બીજી જગ્યા જોવા ઉપડયા. એક દીવસમાં તો ઘણી જોવા લાયક જગ્યાઓ જોઇ લેવાય છે, જેવી કે, અછાબલ, ભવન, ભુમજુ, મારટંકડ વગેરે વગેરે.

---

# ભવન.

---

અછબલથી ઉપડયા કે પાછા નાનાં મોટાં ગામડાંઓ વટાવી ભવન જવાય છે. અહીં જતી વખતે રસ્તે આપણી ગાડી આગળ ત્યાંના આળસુ અને હરામખોર, પંડીતોનાં ટોળાં દોડે છે. જો કે આપણી ગાડી ભવનથી દોઢ કે બે માઇલ દુર હશે તો પણ તેઓ થાકયા વીના એક સરખી ઝડપે આપણી ગાડી પછવાડે દોડે છે. જેવા આપણે ભવન ઉતર્યા કે આ પંડીતોનાં ટોળાં આપંણી આજુબાજુ ફરી વળે છે, અને કાંઇક જુના પુરાણા ઉંચકાઇ નહિ તેવા મોટા પોથાઓ આપણી નજર સામે ધરે છે. કોઇ કહેશે મારૂં પુસ્તક ૫૦૦ વર્ષનું જુનું છે, તો વળી કોઇ કહેશે મારૂં હજાર વર્ષનું જુનું છે. આ પુસ્તકોમાં બધા બડેખાંઓનાં નામોની સહી જોવામા આવે છે. દરેક જણ પોતાને બસ પંડી તોના મોટા ધર્મ ગુરૂ યા મહામોપાધ્યામાં ખપાવે છે. આમ કરી તેઓ આપણને પુષ્કળ કંટાળો આપી પીડા સમાન થઇ પડે છે. અને અતી હેરાન કરે છે, અને વગર અર્થનાં મોટે મોટે ઘાંટા પાડો આપણું માથું

દુખાવે છે. ખાવા બેસતાં પણ સામે એક અલગારમાં ઉભા રહી ટગરટગર જોય છે. એઓનો અતી ઘણો જુલ્મ છે. આ જગ્યા પણ એક બહેશ્તખાનાં જેવી છે. બપોર પડવાથી ભાત્યુ' છોડી અમોએ ઠીક ઇન્સાફ આપ્યો. ખાઈ, પી, પાણીના ધોધ પર હાથ, મોંહ ધોઇને ભુવન જોવા નીકળ્યા. અહીં પણ એક મોટો પાણીનો તળાવ છે, જેની અંદર મચ્છીઓ છે અને તે મચ્છીઓના ત્રણ સરદારો, મોટી મચ્છીઓ છે. જે સ્વચ્છ પાણીમાં દેખાય છે. આ ત્રણ મોટી મચ્છીનાં નામો પણ આપવામાં આવ્યાં છે. તળાવની આજુબાજુ મંદીરો, ધર્મશાળાઓ, વગેરે જોઇ આગળ હીંડયા.

---

# ભુમ જુના ગુફાઓ

---

આ ગુફાઓ ભુવનથી એક માઇલ દુર છે. અહીં પગે ચાલીને જવું પડે છે, કારણ રસ્તો ઉતરાણવાળો અને પ્હાડની સાંકડી કઢણે આવેલો છે. આ તરફ નો લીડારની ખીણનો દેખાવ અતી સુંદર છે. ગુફા જોવા જતી વખતે નીચેથી પહાડની ઉપર માઇલો સુધી લંબાયલી ભીંત નજરે પડે છે. આ ભીંત ત્યાંના મહારાજા સાહેબે મોટા ખર્ચે પાણીની એક નહેર બંધાવી છે તેની છે, જે પાણી દરેક ખેડુતોને પોતાનાં ખેતરમાં મળે છે. અને જ્યારે વરસાદ પડતો નથી ત્યારે બહુજ ઉપયોગી થઈ પડે છે. આ પાણીનો ગંજાવર મોટો ધોધ આપણને મરટંડનું જાણીતું દેહરું જોવા જતાં મળે છે. ગુફામાં દાખલ થવાનો રસ્તો પહાડને જરાક ઉંચે આવ્યો છે, અને તેને દરવાજાની માફક ઉંડો ખાડો જેવો છે. અંદર થોડેક સુધી તો આપણને એકદમ વાંકા વળીને જવુ પડે છે. આ ગુફાની લંબાઇ આશરે ૨૦૦ ફીટની છે, અને તેથીબી વધારે લાંબો કહે છે, પણ પાણીના ઘસારાથી વચમાં મોટો પથર પડી જગ્યા બંધ થઈ ગએલી

કહે છે. અંદર બહુજ અંધારૂ હોય છે, પણ પંડીતો મસાલો સળગાવી અંદર લઇ જાય છે. અંદર જોવાનું કાંઇ નથી પણ મન મનાવવાનું છે. ત્યાંના કોઇ લોકો કહે છે કે આનો છેડો છેજ નહીં, જ્યારે કોઇ વળી કહે છે કે આ ગુફા પાણીના ધોધના જોશથી બનેલો છે. અંદર જતાં કેટલાંક વનવાગળાં આમ તેમ ઉડે છે. અંદર એક ઓરડા જેવું છે, જેની અંદર કોઇ માણસનું હાડપીંજર પડેલું હતું. ત્યાંના રહેવાશીઓ કહે છે કે આ જગ્યાએ એક સાધુ તપ કરતો મરણ પામ્યો હતો, અને તેનું આ હાડપીંજર પડેલું છે. આથી થોડેક દુર બીજા ગુફાઓ છે, જેમાં બે ત્રણ દેહરાંઓ જોવામાં આવે છે. આ દેહરૂં થોડીક ઉંચાઇએ આવેલા એક દશ ફીટ જેટલા લાંબા અને પહોળા ઓરડા જેવું છે. આની અંદર કાંઇક કોતરેલા આકારો જમાનાની ગીરદેશીને લીધે ભાંગી તુટી હાલતમાં નજરે પડે છે, અને દરવાજાની ઉપર એક ત્રીકોણ આકારમાં જુજ કોતરકામ કીધું છે. આ દેહરામાં કાંઇ ઝાઝું કોતરકામ જોવામાં આવતું નથી, તેપરથી એમ મનાય છે કે કાશમીરમાં સૌથી જુનામાં જુનાં આ ગુફારોકી દેહરાં હોય. આ ગુફાપરથી "લીડાર વેલી" નો

રમણ્ય દેખાવ દેખાય છે. આ સઘળું જોઇ મારટંડ જોવા ઉપડવું પડે છે. પંડીતજીઓના પીડાતો પગે વળગેલીજ છે, જેઓ આપણી સહી લેવાને બહાને કાંઇક બક્ષીશ ઓકાવવાની માંહોમાંહે મારામારી કરી કળાબકોર કરી મેલે છે. એક બે હોય તો સમજ્યા પણ પંદરથી વીશ હરામખોરોને કાંઇ પણ આપવા જતાં ગજવાની ઠીક ખબર લેવાય માટે ગુપચુપ ટૅાંગામાં બેશી હંકારવા માંજ ડહાપણ છે. મારટંડ જતાં ભુવન બજાર, ગામડું વગેરે રસ્તે પસાર થાય છે. ત્યાર પછી પહાડની તળેટીએ આવેલું એક ગામડું આવે છે, જ્યાં ઉતરી માઇલ બે માઇલ જેટલું પહાડપર ચઢવું પડે છે. આ ગામડાં આગળ એક નાની સ્કુલ પણ નજરે પડે છે.

———



માર્ટંડ.

# મારટંડ.
## (સુર્યનું મંદીર.)

---

મારટંડનાં દેહરાંપર જવા માટે ટેકરા ઉપરથી રસ્તો બનાવવામાં આવ્યો છે. આ રસ્તો ઘણોજ સરસ છે, અને ઉપર ચઢતાં નીચેની રળીઆમણી ખીણ તેમજ દુરના દેખાવો ખાસ ધ્યાન ખેંચે છે. અહીંથી પસાર થતી વખતે ભુમ જુના ગુફાઓના લખાણમાં વર્ણવેલો ધમધોકાર વહયો જતો પાણીનો ગંજાવર ધોધ મારટંડથી પામાઇલ દુર નજરે પડે છે. અહીંથી "મારટંડ" નામનું દેહરૂં આખા કાશમીરનુ દબદબાભર્યું સરસમાં સરસ જગ્યાએ આવી આખી ખીણને જોતું ઉભું છે. ઘણા યુરોપીયનો અહીઆં તંબુ નાખીને રહે છે, કારણ કે આ જગ્યા સૌથી સુંદર છે અને કેંપ નાખી રહેવા લાયક છે. આ મારટંડનાં દેહરાંને માટે કાશમીર ખરેજ મગરૂર છે. આવાંતીપુરના દેહરાં પછી મારટંડનું જાણીતું દેહરૂં સર્વ દેહરાંઓ કરતાં ભપકાદાર અને મોટું છે. આ દેહરામાં ત્રણ જુદા જુદા ઓરડાઓ આવેલા છે, જેમાંનો કહે છે કે એક બંદગી માટે, બીજો સાધુઓને

ભજન કરવા માટે અને ત્રીજો બીજા વપરાસ માટે બનાવ્યો છે. આ ઓરડાઓની દીવાળ ઉપર ઉંચું અને બારીક નકશીકામ કરવામાં આવ્યું છે. આ દેહરાંને છાપરૂં જેવું જોવામાં આવતું નથી, પછી કોણ જાણે આગળના વખતમાં હોય તો. ઉંચાઇમાં પણ ઘણું જ લગભગ ૬૦ ફીટ જેટલું છે. આ દેહરાંમાં દાખલ થવાનો રસ્તો પશ્ચીમ દીશાએથી છે, અને તે પહોળાં પગથીઆઓ ઉપર બાંધેલો છે, જેની ઉપર એક આરકું બાંધવામાં આવ્યું છે. દેહરાંને ફરતે ત્રણે બાજુએ નાહના આરકાંઓ બાંધવામાં આવ્યાં છે. આ દેહરાંની ફરતે લગભગ ૮૦ ઉપર ભાંગી તુટી હાલતમાં થાંભલાઓ નજરે પડે છે. એને લલીતાદીય રાજાએ આઠમી સદીમાં બાંધ્યું હતું. અને એવું કહે છે કે, રાજા કલાસા મરણ કાંઠે આવેલો અહીં આવી વસ્યો, અને પવીત્ર મુર્તીના ચરણે પોતાનો પ્રાણ છોડયો. જે મુર્તી સીકંદરે તોડી નાખી એવું કહેવાય છે. આજુબાજુ પડેલા પથરાઓમાં સુંદર કારીગીરીવાળા છાપરાંને લાયકના પથરાની ગેર હાજરીમાં એ મારટંડનાં દેવાલયને છાપરું હતું કે કેમ તેની સાબેતી મળતી નથી. એરન હયુગોનું મત હતું કે છાપરૂં હતુંજ નહિ. ઉપર કાંઇ પણ ધરાવ્યા વીના આજુ-



આખાં માર્તંડનો દમામદાર દેખાવ.

બાજુની ભીંતો હજી જેવી ને તેવી ઉભી છે, જે ભીંતો છાપરાના ટેકા માટે હોય એવો શક જાય છે. (ફરગ્યુશન એવા મતનો હતો કે એને લાકડાનું છાપરૂં હતું.)

---

## વેરી નાગ.

---

આ નામનો એક બાગ ઇસ્લામાબાદથી આશરે ૧૯ માઇલને દુર છે. જ્યાં પણ ટાંગામાં જવાય છે, અથવા ઘોડાપર જવું હોય તો, તેની પણ ત્યાં ગોઠવણ થઇ શકે છે. એ બાગ તરફ જવાનો રસ્તો પણ રમણ્ય રચનાથી ભરપુર છે, અને પહાડો વચ્ચેથી રસ્તો લેવો પડે છે. આ બાગ પણ મોગલ શહાનશાહ જહાંગીરે બંધાવેલો કહેવાય છે. એવું કહેવામાં આવ્યું છે કે મોગલ વંશના વખતમાં જ્યારે રાજવંશી કુટુંબનો કોઇબી માણસ મરવા સુતો હોય, ત્યારે તેને આ બાગમાં લાવવામાં આવતો હતો, જેથી આ બાગની ઠંડકથી તેની થોડા કલાકની જીંદગીને રાહત મળી તેનો આતમા શાંતીથી દેહ છોડી જાય. અહીં પણ પાણીના ઝરાઓની

રેલછેલ છે, અને ડગલે ને પગલે જમીનમાંથી ફુટેલા પાણી ઉગાડતા ઝરાઓ પુશકળ છે. અહીં પણ એક મંદીર જોવામાં આવે છે, જેની અંદર એક મોટો તળાવ આવેલો છે. જેમાં પણ સંખ્યાબંધ મચ્છીઓ તરતી જોવામાં આવે છે. આ મંદીરની સામે એક બીજો બાગ આવેલો છે. ઉપલા તળાવને ફરતી ઉંચી પત્થરની દીવાલો બાંધી છે, અને તેમાં મુસાફરોને રહેવાનાં ખાંચા કર્યા છે. જો કે બાગ તો મોગલ શાહનશાહે બાંધેલો છે, પણ પાછળથી જ્યારે હીંદુ રાજાએ રાજ્ય કર્યું ત્યારે અહીં મંદીર બનાવવામાં આવ્યું છે. આ બાગ પણ ઘણોજ સુંદર છે, અને ઠંડક પણ પુષ્કળ છે. એક અલગારમાં પાણીની નહેરો બનાવી તેની થોડે થોડે દુર નહેરો ઉપર "સમર હાઉસ" બનાવવામાં આવ્યાં છે. નહેરોનું પાણી એકઠું થઇ મોટા પાણીના ધોધમાં થઇ બહાર પડે છે. સપરચંદના તો અહીં સંખ્યાબંધ ઝાડો દીસે છે, અને સપરચંદના ઢગનાઢગ ત્યાં પડેલા દેખાય છે, કે જ્યાંથી ટોપલા ભરીભરીને રાવલપીંડી જાય છે, અને ત્યાંથી હીંદુસ્તાનનાં ખુણે ખુણે વેચાય છે. આ બાગમાં અર્ધો દીવસ પસાર કરી અમો બપોરના બે વાગે પાછા ઉપડયા અને સાંજે પાંચ વાગે અમારી

ફીરતાપર જઈ પુગ્યા. અર્ધોએક કલાક રહી ઇસ્લામાબાદનું બજાર વગેરે જોવા નીકળ્યા. અહીંને રસ્તે પણ બારા મુલાથી શ્રીનગર જતા રસ્તાની પેઠે આજુબાજુ પોપલરનાં ઝાડોની અલગારો લાગેલી છે. રસ્તામાં નવી જેલ, પોલીસ ચોકી, સ્કુલો, દુકાનો વગેરે જોતા ગયા. આ દુકાનોમાં જાત જાતના સુંદર તરાહના ગાલીચાઓ રંગબેરંગી પરદાઓ, ટેબલ કલોથ વગેરે ઘણીજ ઉંચી કારીગરીના બને છે, અને અતી સસ્તે દામે મળી શકે છે. પછી આગળ ગયા તો લાકડાંનાં રમકડાંની દુકાનોની અલગાર લાગેલી છે. બજારમાંજ શાહ અકબરના વખતની જુની મસજીદ છે, જેમાં પણ પાણીના ઝરાઓ છે. તેની બાજુમાં ફળફળાદી, તરકારીની દુકાનો ગોઠવાએલ છે. વળી આગળ ચાલતા બીજું એક મંદીર પહાડ આગળ આવે છે, જ્યાં પણ એક મોટો ઝરો તેમજ તેની નજદીક ગંધકના ઝરાઓ જોવામાં આવે છે. આ જોઇ પાછા ઘરે ચાલુ મુકયું.

---

# અમરનાથ.

અહીં જવા કાશ્મીરમાંબાદથીજ જવાય છે, અને ત્યાં જવા માટે ઘોડા ઉપર જવું પડે છે. અથવા પહાલ્ગ ગામ સુધી ટાંગામાં જઇ ત્યાંથી ઘોડા ઉપર જવું પડે છે પહાલ્ગ ગામનો પણ કુદરતી દેખાવ ઘણોજ દીલ-પઝીર છે. હવાં એક ઉંચો પ્હાડ આવેલો છે, જેની ઉંચાઇ આશરે ૧૨,૦૦૦ ફીટની છે, અને ગુફા આશરે ૧૫૦ ફીટ ઉંચો છે આ ગુફા મધ્ય ભાગે આવેલો છે જેને મથાળેથી પાણીનું ટીપું ટીપું પડીને ત્યાં "મહા-દેવનો લીંગ" બંધાય છે, જેની પુંજા કરવા આખા હીંદુસ્તાન એટલે સીલોનથી તે પેશાવર વગેરે સુધીના સાધુઓ આવે છે. ત્યાં વર્ષમાં એક ચોકકસ દીવસે પુંજા કરવામાં આવે છે, તે વેળા સાધુઓ મોટે મોટે રડારોળ કરી મુકે છે, અને બુમો પાડે છે; જેનુ કારણ એ છે કે તે વખતે આ "મ્હાદેવનો લીંગ" ધીમે ધીમે પીગળવા માંડે છે, જે ઘણું ખરૂં બળેવને દીને થાય છે. તે વેળા અહીં જબરી જાત્રા ભરાય છે, અને કેટલુંક લોક બરફમાં દટાઇ મરે છે, જ્યારે કેટલુંક લોક

કોક્ષેરા વગેરેનો ભોગ થઇ પડે છે. અહીં મરવાથી સ્વર્ગે પાધરા જવાય છે એમ તેઓ ધારે છે. આ વેળા ત્યાં અતીશય બરફ પડી સરદી પુશકળ હોય છે, પણ સાધુઓ એક પાતળાં કપડાં સીવાય કશુંએ પહેરતા નથી.

આગળ વર્ણવી ગયલાં આવાંતીપુરનાં એક વેળાનાં દબ દબાએ પુર પણ હાલમાં ગીરદેશીને મારે ખાકમાં ગરક ગયલાં દેહરાંઓ માર્ટંડના પણ તેવાંજ દેહરાઓ, તેમજ બીજાં અસલી ખંડીયરો, મ્હાલો વગેરે આગળ ઉભા રહી કુદરતની કરામતનો ખ્યાલ કરવા જરા થોભ્યે છીએ, ત્યારે કંઇક અજબ લાગણી આ તુચ્છહૈયાંમાંથી વીજળી પેરે પસાર થઇ જાય છે. આજથી કાંઇક સદીઓ અગાઉ એક વેળા જ્યારે આ દેહરાંઓ પોતાના પુંર દમામ સાથ ઉભાં હશે, હઝારો બહઝારો ધાર્મીક કાશમીરી સ્ત્રી પુરૂષોનાં ટોળાંઓ પોતાના પેદા કરનાર પરવરની સેતાયશ કરવા અંદર જતાં હશે, અંદરથી તેઓની જાત જાતનાં વાજીત્રો સાથ મીશ્ર થયેલી ભેગી બંદગી યા પુંજાનો બુલંદ અવાજ નીટળતો હશે, ત્યારે ત્યાંનો આ ધાર્મીક દેખાવ જોઇ, તેમજ આ ભકતી ભાવના સાથનું બજન સાંભળી કોણનું મન તે સર્વોપરી શકતી તરફ આકર્ષીત ન થયું હશે? જ્યારે

આજે નથી તે દેહરાંઓના બંધાવનારા આવાંતીપુરવર્મા વગેરે જેવાં મહારાજાઓ રહયા, કે નથી શું શું ઉમેદો એ પોતાનું નામ અમર કરવાને તેઓએ બંધાવેલાં આ દેહરાંઓ રહયાં. બંધાવનારાઓ જ્યારે આ ક્ષણભંગુર સ્રષ્ટીની સપાટી ઉપરનો પોતાનો ટુંક પ્રવાસ પુરો કરી પોતાનાં ભલાં બુરાં કર્મનો હીસાબ આપવા ચાલતા થયા છે, ત્યારે તેઓ એ બંધાવેલાં આ મંદીરો જંગલ-નાં પવન અને બરફનાં સખત તોફાની વાવીઝોડાં સા-થનો વરસાદ, વગેરેનો માર ખાઇ ખાઇ જમીન દોસ્ત થઇ ગરક ગયાં છે.

કબીરે ખરૂંજ કહયું છે કે:—

જીસ ઘર નોબત બાજતી, સોળસે સેત્રંજ રાગ,
ઉસ મંદીર ખાલી પડા, બૈઠન લાગે કાગ.

જ્યારે તેઓની આસપાસની સુંદર હરીયાળી વાળી-ખીણો, લીલાં છમ ખેતરો, પાણીના ધોધ, ગગનસે માથુ અડાડી મગરૂરીમાં ઉભેલા બુલંદ પહાડો વગેરે, વગેરે, જેમ તે વેળા તેમ આજે પણ મનુષ્ય જાતીની તુચ્છ શકતી પર જાણે હસતાં અને કુદરતની અથાગ શકતીનો ખ્યાલ આપતાં ઓસ્તવાર ઉભાં છે. ઓ સર્વ શકતી માન કુદરત! તારી લીલા, તારી રચના, તારી બુલંદી,

તારો ન્યાય, અને તારો પ્રેમ અદ્દભુતજ છે, જેને ચીતારવાનો પ્રયત્ન કરવો એ ગોયા તારી મશકરી કરવા બરોબર છે.

કબીરે ખરૂંજ કહ્યુ છે કેઃ--

દાતા તોરી દાનાઇ, સબી ઘટમે રહી સમાય,
જ્યું મેંદીકે પાતમેં, લાલી લાખી ન જાય.
ધરતીકો કાગજ કરૂ, કલમ કરૂં બનરાય,
સાત સમુદ્રકી શાહી કરૂં, હરી ગુણ લીખો ન જાય.



# ગ્વાલીઅરની મુલાકાત.

ગ્વાલીઅર એક ઘણુંજ ખુશનુમા અને રળીઆમણું શહેર છે, જે એક દેશી રાજ્ય છે. અને જેની ઉપર હીંદુસ્તાનના ઇતીહાસમાં મશહુર થયલા મહાન રાજા સીંધીયાનું રાજય ચાલે છે. આ નામ ત્યાં આવેલી એક પ્રખ્યાત ઉંચી ટેકરી ઉપરથી લેવામાં આવ્યું છે. આસ-પાસ મજબુત કીલ્લાઓ બાંધેલા છે અને શહેરની પેલેમેર લીલાં રમણીય સપાટ મેદાંનો આવેલાં છે, જ્યાં અગાઉ ખુનખાર લડાઇઓ થઇ હતી. આ કીલ્લાઓ-માના એક પ્રખ્યાત કીલ્લાના પહેલા દરવાજામાં દાખલ થતાં ગુજરી મહાલ નામનો એક સુંદર મ્હેલ નજરે પડે છે. જે આપણને રાજા મહારાજાઓની આગલી જાહોજલાલીનો કાંઇક ખ્યાલ આપે છે. આ મ્હેલ ઘણો

જોવાલાયક છે. એ મ્હેલને તળીએ અજાયબ જેવાં બીકટ મોટાં ભોંયરાઓ માઇલો સુધી કોતરી કાઢયાં છે. જેના બ્હાર આવવાના દરવાજાઓ દુરના જંગલમાં છે. મ્હેલના બીજા દરવાજા આગળ જેહાંગીર પાદશાહનાં બંદગી કરવા માટે નાનાં મોટાં મકાનો આવેલાં છે. અને તે ઉપરાંત પહાડની પડોશમાં મોટા પાણીના કુવાઓ, મુર્તીઓ, અને પહાડની ઉપરથી ગવાલીયર શમેરનો દમામદાર દેખાવ જોઇ આપણા દીલમાથી હરખના ચમકારા પાશ થાય છે. જરા આગલ જતાં એક બીજો સુશોભીત મહેલ છે. તે રાજા માનસીંહે બાંધેલો કહેવાય છે. આ મ્હેલનું બારીક કોતરકામ આપણી વખાણને પાત્ર છે, તેમજ દરેક ઓરડાઓનાં બારીં બારણાઓ, બારવટીઆંઓ અને ઝરૂખાઓ અને તેને ટેકવતા થાંબલાઓ ઉપર કોતર કામ કરી તે અંદર ઘણીજ નાદર રીતીએ બેસાડેલા રંગીન પત્થરાઓ અશલની કળા કૈશલ્યનો અચ્છો ચીતાર આપણી નજર સામે રજુ કરે છે. પહેલી નજરે જોતા એ કોતર કામમાં રંગબેરંગી પત્થરાઓ બેસાડેલા છે એમ કોઇને પણ ખ્યાલઆવે નહિં, પણ જાણે એક હુંશીયાર ચીતારાએ પોતાનો નાદાર હુન્નર અહીંજ રેડી દીધો હોય એમ

ધાયે. આ મ્હેલ ચારસો વર્ષનો જુનો કહેવામાં આવે છે અને કહે છે કે જ્યારે અંઉરંગઝેબ અહીં ચઢાઈ લઇ આવ્યો ત્યારે આ મહેલનું કોતરકામ વગેરે કેટલુંક તોડી નાખ્યું, મ્હેલને આટલુ બધું નુકશાન પુગવા છતાં હજીએ થોડુંક સફાઇદાર કોતર કામ રહી ગયું છે.

આ મ્હેલની પાસે કરણ રાજાનો મહેલ છે, પણ તે આપણને જોવા દેતા નથી, કારણ કે હાલ ત્યાં દારૂગોળો વગેરે બનાવે છે. આ મ્હેલની પાસે બીજો એક મ્હેલ છે જેને ઔરગઝેબનો મહેલ કહે છે. જરા આગળ ગ્વાલીઅરનાં જાણીતાં દેહરાં નઝરે પડે છે. જે શાશભ ઉના દેહરાંના નામથી ઓળખાય છે. આ દેહરું અગીઆરમી સદીમાં બાંધ્યું હતું. આજ પ્રમાણેનું બીજું એક દેહરું છે તેબી એવીજ ધપે બાંધ્યું છે અને તે બારમી સદીમાં બાંધ્યું કહે છે આ દહેરાંનું છાપરૂં નથી પણ તેને બદલે ઉચો માર છાપડાં સ્તાઇલનો બનાવેલો છે અને આપણે દુરથી જોઇશું તો જાણે ઉંચાં છાપડાં સાથનું દેહરૂ ગગન સાથે વાત કરતું હોય એમ દેખાય છે. આ દેહરાં પરથી પણ ગ્વાલીયર શહેરનો આજુ-બાજુનો મનરંજન દેખાવ નજરે પડે છે. આથી થોડેક દુર બીજું દેહરું દેખાય છે, જેને 'તેલીકા મંદીર'

કરી કહે છે. આ મંદીરનું પણ કોતરકામ અને તેની આજુબાજુમાં બીશમાર હાલતમા પડેલી કેટલીક મુર્તીઓ ઘણીજ જોવા લાએક છે. આ ત્રણે મંદીરો ગ્વાલીઅર શહેરનાં જાંણીત કહેવાય છે. આથી થોડેક દુર ગયા કે ત્યાંથી આપણને નીચે ઉતરવાનો રસ્તો સાંપના આકારનો દેખાય છેં, અને નીચે ઉતરતી વખતે સઉથી વખાણવા લાયક ચીજોમાં કીલ્લાની ટેકરીની તળેતીમાં આવેલાં ખડકમાં કોતરી કાઢેલાં પુતલાંઓ છે કે જેની કારીગરી બહુજ ઉતમ છે અને કદાચ હીન્દુસ્તાનમાં સર્વથી ચઢતાં અને અજાયબી ભરેલાં કહી શકાય. ત્યાંની મુર્તીઓની ઉંચાઈ આશરે સાતથી તે અઠાવન ફીટ જેટલી છે કે જે દરેક પુતલું મજબુત ખડકમાંથી કેટલી મહેનતથી કોતરી કાઢયું હશે તેનો કાંઇક ખ્યાલ આપે છે. આ મુર્તીઓ પંદરમી શદીમાં ટુમારા રાજાએ કોતરાવેલી કહેવાય છે, અને કહે છે કે સોળમી શદીમાં શહેનશાહ બાબરની આ પુતલાંઓએ પુષ્કળ ગુસ્સા ઉશકેરી હતી. અને બાબરે મુશલમાન રાજાઓના ધર્માંધપણા મુજબ આ મુર્તીઓ ભાંગી તોડી નાખવાનો હુકમ કર્યો, પણ કહે છે આ પુટલાં એટલાં તો મજબુત પત્થરમાંથી કોતરવામાં આવ્યા હતાં કે શહેનશાહનો

હુકમ બહુજ થોડા પ્રમાણમાં અમલમાં મુકાઇ શકાયો. ટુકમાં આટલુંજ કહેશું તો ચાલશે કે મુરતીઓને બહુજ થોડું નુકશાન થયું.

આ કીલ્લામાં અસલ બંદીખાનાઓ પણ જોવામાં આવે છે અને ત્યાંના લોકો કહે છે કે આગલા મોગલ શહેનશાહઓ પોતાના રાજવંશી કેદીઓને આ કેદખાનામાં કેદ કરતા હતા. આ કીલ્લા તરફ જરા ધ્યાનથી જોતાં, તેની ઉંચી ટેકરી ઉપર આવેલી જગા અને તેની મજબુત બાંધણી અને તેના ગંજાવર લોખંડી દરવાજાઓ ૩૧ થી ૩૮ ફીટ ઉંચા કોટો કે જે આખી ટેકરીને કીનારે તેના રક્ષણ અર્થે આસપાસ આવ્યા છે, તેની ઉપર નઝર કરતાં, આપણે આવી જગ્યા ઉપર હુમલો લઇ જતાં લશકરની બહાદુરીનો અને તેઓના તે ઉંચી ટેકરી ચઢી રહયા પછી તે લોખંડી દરવાજાઓ ઉપર હુમલો કરતા અને કોટમાં પડેલા ખાંચામાંથી અંદર દાખલ થતાં અને અંદરના બચાવ કરતા બહાદુર લશકરની બહાદુરીનો આપણને કાંઇક ખ્યાલ આપે છે.

ગ્વાલીઅર શેહરનો જાણીતો રસ્તો એકજ છે કે જેને "Maharaj Wada" કરીને કહે છે. આ મોટા રસ્તાની વચ્ચો વચમાં મહારાજા શાહેબનું બાવલું

આવેલું છે. અને તેની આજુ બાજુ સરકારી બીલ્ડીંગો આવેલી છે, જેવા કે ધી વીકટોરીઆ મેમોરીઅલ મારકેટ પોસ્ત અને ટેલીગરાફ ઓફીસો, હાઇ કોર્ટ મ્યુનીસીપાલીટી, થીએટર વગેરે. આ રસ્તો ઘણોજ શોભામાન લાગે છે,

કીલ્લો જોવા જતાં રસ્તામાં મહમદ ગઉઝની કબર જોવામાં આવે છે. આ મકાન પણ મોગલ શહેનશાહના વખતનું પુંરાણું જોવા લાયક છે, ખાસ કરીને તેનું બારીક કોતર કામ ઘણુંજ અચ્છુ છે. આ મકાનના ચારે ખુણાપર ચાર મીનારા દોમની ધપે છે અને તેનું કોતરકામ ઘણુંજ નાજુક રીતે કરવામાં આવ્યુ છે; અને તેની ઉપર બલુ કલરના પથરા જડી લેવામાં આવ્યા છે. મહમદ ગઉજ એક જાંણીતો અને મહાન પીર કે જે શોલમી શદીમાં જાણીતો હતો તેની કબર છે. આ કબરની નજદીક તાનશેનની કબર પણ છે. આ મકાન બાર થાભલાઓનું બનેલું છે અને તે મકાન ઉપરથી ખુલ્લું છે. તાનશેન એક ઘણોજ અચ્છો, અને ચુંદો ગાનારો હીંદુસ્તાનમા થઈ ગયો છે, અને ખાસ કરીને શાહ અકબરનો ઘણોજ માંનીતો કહેવાતો હતો.

બીજી જોવા જેવી જગ્યાઓમાં મ્યુઝીયમ, હાલના

મહારાજા સાહેબના સુંદર મહેલો, બજારો, રેશકોર્શ સાથે બેંડ સ્તેન્ડ, બાગો વગેરે આવેલું છે. ત્યાં ગ્વાલીઅર ગરાંડ હોટેલ પણ ઘણુંજ સ્ટાઇલીશ પત્થરનું બાંધવામાં આવ્યું છે અને તે 'લશકર'માં આવેલું છે. એવું કહેવામાં આવે છે કે જ્યારે અઢારમી શદીની આખેરીમાં દઉલતરાવ સીંધયાએ આ કીલ્લો સર કર્યો ત્યારે તેને પોતાના લશકરમાં આરામ માટે આ ટેકરીની દક્ષીણે આપેલાં ગંજાવર મયદાનમાં છાવણી નાખી હતી. આ છાવણી પરથી ધીમે ધીમે તેની આસપાસ ગ્વાલીઅર નામનું નવું શહેર બંધાવા લાગું અને હજુ પણ એ જગ્યાને "લશકર" અથવા "કેંપ" કરીને કહે છે. 'લશકર'માં નામદાર મહારાજા શાહેબના નવા તથા જુના સુંદર રંગ બે રંગી ફુલો સાથના બાગો અને મ્હેલો તથા બીજી કેટલીક જોવા લાયક જગાઓ આવેલી છે. ખરસ કરીને હાલના મહારાજા સાહેબનો મહેલ, બગીચો અને પાણીની નેહરો. તે ઉપરાંત ફાડી ખાનાર જનાવરોનું પણ સારું સંગ્રહસ્થામ કરવામાં આવ્યું છે. બીજી જગાઓમાં વીકટોરીઆ કોલેજ, હોશપીટલો, કલબો, વગેરે મોટો ખર્ચ કરી બાંધવામાં આવ્યું છે. ગેસ્ટ હાઉસ, જય વીલાશ પેલેશ, ગોરડન્સ, મોતા મહાલ'વગેરે જોવાં

લાયક જગ્યાઓ છે. ગ્વાલીઅર હુંન્નર ઉદ્યોગમાં જેવા કોતરકાંમ, ગ્લાશ વર્કશ, પોટરી વર્કશ, વગેરેમાં ઘણુંજ જાણીતું કહેવાય છે, ગ્વાલીઅરમાં નાના માપની રેલ્વેનું પણ જંકશન છે કે જ્યાંથી ગ્વાલીઅર સીપરી રેલ્વે, ગ્વાલીઅર ભીંડ રેલ્વે, ગ્વાલીઅર લાઇટ રેલ્વે વગેરે પણ દોડે છે.

નવરંગ. જાનેવારી ૧૯૧૯.

---

## અજમેરની મુલાકાત.

તા૦ ૬ થી એપ્રેલ ૧૯૧૮.

---

અજમેર એક અસલ જુનું અને જોવાલાયક શહેર છે. એ શહેર બી. બી. સી. આઇ. રેલ્વે મારફતે મુંબઇથી નીકળી, અહમેદાબાદ ઉતરી, રાજપુતાના માળવા સ્ટેટ રેલ્વેમાં બેસીને જવાય છે. એ શહેર મુંબઇથી આશરે ૬૧૫ માઇલ દુર છે. શહેરની આસપાસ અસલ કીલ્લાની દીવાલ છે અને ફરતા પહાડોની રમણીય ઘટા આવેલી છે. આ શહેર જોઇ આપણને આગલી ઝાહો-

ઝલાલીનો કાંઇક ખ્યાલ આવે છે. એ શહેર ખીણની અંદર વસેલું છે, અને આજુબાજુ ગગનસે માથું અડાડી ગંભીર ઉંચા પહાડો જાણે શહેરની ચોકી કરતા ઉભેલા છે.

શહેરમાં જોવાલાયક જગ્યાઓ ઘણી છે, જેમાં આનાસાગર નદી, અને તેની એક બાજુએ મોગલ શહેનશાહ શાહજેહાંએ બંધાવેલો સંગેમરમરના પત્થરનો મીનારો અતી સુંદર છે. એ મીનારા ઉપરનું કોતરકામ ઘણુંજ શોભાયમાન લાગે છે, અને શુધ સફેદ પથરનો બાંધેલો હોવાથી જાણે ગઇ કાલેજ બાંધ્યો હોય એમ દેખાય છે. નદીની બાજુમાં એક ઉંચી ટેકરી આવેલી છે, જેની ઉપર ત્યાંના કમીશનર સાહેબનો બંગલો બાંધેલો છે. એ બંગલાની અગાશી ઉપરથી જોતાં પોતાના પ્રેમ પીયુ સાગરને મળવા જતાં હર્ષઘેલી થઇ લાડમાં અને મરોડમાં સર્પની વળાણે વહેતી આના સાગર નદી, તેની એક બાજુએ આવેલો ખળખળ વહેતાં પાણીમાં પોતાનો દમામદાર પડછાયો પાડતો ઉપલો મીનારો, બીજી બાજુએ અસંખ્ય ફુલ અને ફળોથી લચી જતાં ઝાડોથી ભરપુર "દઉલત બાગ," અને એ સઘળાંનીએ પેલીમેર આવેલાં રસાળ મેદાન

અને ઉંચા પહાડોની ઘટા આપણી નજર આગળ કાંઇક અજાયબ દેખાવ રજુ કરે છે. કુદરત પોતાની કારીગીરીમાં કેટલી સંપૂર્ણ છે તેનો જેમ બધી બાજુએ તેમ અહીં પણ અચુક પુરાવો મળે છે.

આનાસાગર નદી આગળ એક મોટો બગીચો આવેલો છે, જેમાં દરેક જાતનાં ઝાડો તથા ફુલો આપણા જોવામાં આવે છે. આ બાગને "દઉલત બાગ" (Garden of Splendour) કરીને કહે છે, અને એ બાગ સોળમી સદીમાં પાદશાહ જહાંગીરે બંધાવેલો કહેવાય છે.

મીનારાથી થોડેક છેટે મુસલમાનોના એક મહાન પીર ખાજા ચીસ્તી સાહેબની ગંજાવર મસ્જીદ આવેલી છે, જેમાં એ અશો નરની કબર છે. મસજીદ અતી ઘણી મોટી છે, અને એક મોટા દરવાજા મારફતે દાખલ થવાય છે. દાખલ થતામાં દરવાજાની બંને દીશાએ બે મોટી ગજાવર ત્રાંબાની ડેગો નજરે પડે છે. એ ડેગોમાં મોટા તહેવારોપર અને મુખ્યત્વે કરીને પીર સાહેબના ઓરસના દીંગામપર, આશરે દોઢથી બે હજાર રૂપીયાનું અનાજ લાવી પુલાવ રાંધવામાં આવે છે. એ દીંગામપર ત્યાંના મુસલમાનોની ગંજાવર ઠઠ મળે છે. જે ઠઠને આ

દેગોમાંથી પુલાવ પુરો પાડવામાં આવે છે, પણ ત્યાં આવતાં લોકોમાં આ દેગોમાંનો પુલાવ પવીત્ર હોવાથી ખાવોજ જોઇએ એવી માનયતા હોવાથી ગરીબ કે તવંગર અને ભીખારીઓની બહુ જબરી અને નહી વર્ણવી શકાય તેવી તુટાતુટ પડે છે. જો કે લોકોની ઠઠ જોતાં રાંધેલો પુલાવ ઘણો થોડો લાગે છે, તો પણ પીર સાહેબના મનથી આ ઠઠમાંથી એક પણ આદમી ભુખ્યુ રહેતું નથી. ઘણું કરીને આખાં હીંદુસ્તાનના મુસલમાનો આ અજમેરી ખાજા પીર સાહેબ આગળ નીમાજ પઢવા આવે છે, અને મોહમેદનોજ નહી પણ હીંદુ વીગેરે બીજી કોમો પણ દર્શન કરવા આવે છે. આ ટાંકણે ત્યાં મોટો મેળો ભરાય છે, જે ચાર દીવસ સુધી રહે છે, અને ત્યાં લોકોની ભારે ભીડ થાય છે. આ દરગાહ સુદર ચકચકીત આરસપહાણના પથરની બાંધેલી છે. એ મસજીદમાં ચોખા સફેદ આરસપહાણની બાંધેલી પીર સાહેબની કબર છે. જેની ઉપર એક સુંદર કારીગરીવાળી ચાંદીની છત્રી છે અને બાજુમાં એક મોટી ચાંદીના પત્રાંની પેટી છે; જેમાં આવતા જતા લોકો પઇસા નાખે છે. આ કબરના ગુંબજની બહાર બીજી પણ કબરો જોવામાં આવે છે. આ દરગાહ જોવા માટે કોઇને પણ જવા દે છે.

મે એ મસ્જદની સીડીઓ ચઢવા માંડી કે એક અતી બુલંદ અને મીઠો સુરીલો અવાજ મારે કાને અથડાયો. ચોપાસની ચુપકીદી અને કુદરતી મહીમા વચ્ચે આ બુલબુલી ગંભીર અવાજ અલબતાં કોણનું મન ન હરે, કયા કઠોર જીગર પરબી અસર ન કરે? આ ક્ષણ ભંગુર સૃષ્ટીની મીથ્યા માયાથી ધરાઇ ગયલો કોઇ જીવડો ઘણુંજ ગંભીર ગાયન ગાઇ પોતાના દીલનો ઉભરો કાઢતો હોય એમ મને લાગ્યું. ઉપર જતાં મને જણાયું કે એક પંદર વરસને આશરેનો નાનકડો નીશાળીયો પોતાના પેદા કરનાર પરવરની સેતાયશમાં દમબદમ લીન થઇ, આંખ્યો બંધ કરી, ઘણાજ બુલંદ કંઠે, કવાલીની ગતમાં બંદગી કરતો ઉભો હતો. જો કે કવાલીઓ ઘણી જાતની મેં મુંબઇમાં કે મારી બીજા શહેરોની મુસાફરી દરમ્યાન સાંભળી છે, પણ આવી તો નહીંજ. તેની અંદર કાંઇક અઉરજ મીઠાસ સાથ ગંભીરાઇ અને બુલંદીનું મીશ્રાણ હતું. એ મસજીદ હીંદુ અને મુસલમાનોની માનીતી છે, તે આટલા ઉપરથી જણાશે કે મહાન મોગલ શાહનશાહ અકબરે પણ નીચલા સંજોગો વચ્ચે તેની મુલાકાત લીધી હતી. એક વેળા અકબર જંગલમાં શીકારે નીકલ્યો, ત્યાં ચાદરણી રાત્રે એના તંબુની

થોડેક દુર કેટલાક મુસલમાનો તેમજ હીંદુઓ કવાલીની ગતમાં અજમેરી ખ્વાજા પીરની કીર્તી ગાતા હતા. અકબરે જ્યારે આ વખાણ સાંભળી ત્યારે તેણે એ પીરની દરગાહ જોવાનો નીશ્ચય કર્યો અને બીજી બધી રોકાણો બાજુએ મુકી અકબર પોતાના રસાલા સાથ અજમેર આવ્યો. અહીં આવતાં તેના મનપર ઘણી ઉંડી અસર થઇ.

મસ્જીદની જરા આગળ 'હારાય દીનકા ઝોફ્રા" કરી એક બીજુ મસ્જીદ જેવું નાનું મકાન છે, જેનું કોતરકામ પણ અતી શોભાયમાન છે. ખાસ કરીને આ મકાનના થાંભલા, દીવાલ, સીલીંગ વગેરેનું બારીક કોતરકામ જોવાલાયક છે.

એ મકાનની સામે એક અતી ઉંચો પહાડ આવેલો છે, જેને "તારાગઢ" કરીને કહે છે. તે ઉપર એક ગંજાવર અસલી કીલ્લો છે, અને તે પૃથ્વીરાજ ચઉહાણે બાંધ્યો એમ કહે છે. એ કીલ્લો જોવા જવા માટે ત્યાં ઘોડા અથવા તો પાલખી ભાડે મળે છે, જેનું આવવા જવાનું ભાડું માત્ર ત્રણ રૂપીઆ લે છે. આ કીલ્લા-પરથી આખાં અજમેર શહેરનો દેખાવ ઘણોજ દબદબા ભર્યો અને દમામદાર લાગે છે. શહેરની બહાર એક મોટી

કોલેજનું મકાન ઘણુંજ સરસ બાંધેલું છે. જેને "મેયો કોલેજ" કરીને કહે છે. આ કોલેજ પણ જોવા જેવી છે. અહીં રજપુતાના સંસ્થાનના જવાન રાજકુમારો અભ્યાસ કરવા આવે છે. કોલેજને ફરતો મોટો બાગ છે, અને તેમાં નાના સુંદર બંગલાઓ રહેવા માટે બાંધ્યા છે. આ કોલેજ આપણને સવારમાં જોવા દે છે. એ કોલેજનો મોટો ઓરડા કે જ્યાં સભા ભરાય છે તેની કાચની શીલીંગ ઉપર પરમહાત્માનું ચીત્ર પાડયું છે. મધ્યાન બપોરે બાર વાગે જ્યારે સુરજ ઉપર આવે છે ત્યારે તેના કીરણ એ ચીત્ર ઉપર પડવાથી પરમહાત્માનું ચીત્ર ઓરડાના ચારે ખુણામાં પડે છે. આની ગોઠવણ કાંઇક ઓરજ રીતથી કરી છે જે આપણને અચંબો પમડે છે. આ કોલેજનું મકાન હાલના જમાનાને અનું-સરતું અને સંપુર્ણ સામગ્રી સાથનું બાંધ્યું છે.

અજમેરમાં બીજી જોવાલાયક જગ્યાઓ જુબીલી ટાવર, કીંગ એડવર્ડ મેમોરીયલ જેલ વગેરે છે. "મંદલ" કે જેની અંદર મોટો ઓરડો છે અને જેની અંદર પુતળાં વગેરે મુકીને સ્વર્ગનો દેખાવ દેખાડ છે તે પણ જોવાલાયક છે. ત્યાં પારસી ધર્મશાળા, અગીઆરી, ડાક બંગલો પણ છે. સાંજ વર્તમાન તા૦-૬-એપ્રેલ, ૧૯૧૯.

# જેપુરની મુલાકાત.

તા૦ ૧૧ મી સપટેમ્બર ૧૯૧૭.

---

જેપુર એક ઘણુંજ રળીઆમણું અને આખા હીંદુસ્તાનમાં સૌથી સરસ શહેર કહેવાય છે. એ શહેર ઘણું સુધારાવાળું અને હુન્નર ઉદ્યોગમાં આગળ વધેલું છે. શહેરની વસ્તી પણ મોટી છે. શહેરને ફરતી કીલ્લાની દેવાલ છે અને વચમાં શહેર વસેલું છે.

જેપુર બી. બી. સી. આઇ. રેલ્વેમાં બેસી, અહમેદાબાદ સ્ટેશને ઉતરી, નાના માપની રજપુતાના સ્ટેટ રેલ્વેમાં જવાય છે, અને મુંબઇથી આશરે ૬૯૯ માઇલ દુર છે. ત્યાં હોટલો પણ છે.

શહેરના મુખ્ય રસ્તા પહોળા ને આજુબાજુ એક સરખી બાંધણીના ઘરો, અને છાપરાંને બદલે તેની ઉપર તેવીજ અઘાસીઓ હોય છે. ઘરોની થોડે થોડે છેટે ઉંચા સુંદર મીનારાઓ બાંધેલા છે, જે સઘળાને એકજ સરખો રંગ આપેલો છે, અને ચાર રસ્તાની વચ્ચોવચ શીતળ નીર્મળ નીર ઉરાડતા ફુવારાઓ

બાંધેલા હોવાથી રસ્તાની રચના કંઇક ઓરજ શોભાયમાન લાગે છે. જેપુરમાં જોવા લાયક જગ્યાઓમાં દમામદાર અને ભપકાબંધ રાજમહેલો, મનુષ્ય જાતીનાં ભમતાં મનને તેમજ તનને કાંઇક તાજગી બક્ષતા અને આનંદોમય ઝાડોની ઘટા તેમજ સુંદર ફુલફળાદીના વેલો સાથના સુંદર બગીચાઓ, નાનાથી તે મોટાં દરેકને પોતાના જ્ઞાનને ઉપયોગી થઇ પડે તેવા પૃથ્વીના દરેક ભાગમાંથી [મુખ્ય કરીને હીંદુસ્તાંનમાંથી] સંગ્રહ કરેલી જાત જાતની ચીજો સાથનું મ્યુઝીયમ, ઉંચા અને ભવ્ય મીનારાઓ, અસલી કબરો, મસજીદો વીગેરે ઘણાજ જોવાલાયક છે, અને જેઓ કોઇ મુસાફર હીંદુસ્તાનની એ દીશાએ ફરવા જાય તેણે જેપુર જોવા વીના રહેવું નહીં. ત્યાંનું મ્યુઝીયમ ઘણુંજ સરસ અને જોવા લાયક છે, અને એને બરોબર રીતે જોતાં આખો દીવસ નીકળી જાય છે. એમાં ઇજીપશીયન મમીઝ, સુંદર કારીગરીવાલાં કાચ અને માટીના વાસણો, શોભાયમાન પુતળાંઓ વગેરે, વગેરે અસંખ્ય અજાયબ જેવી ચીજોનો સમાવેશ કરેલો છે. મ્યુઝીયમનું નામ "ઑલબર્ટ હૉલ" કરીને આપ્યું છે. અને હોલની આજુબાજુ એક મોટો શોભાયમાન બગીચો છે. આ બગીચા પાછળ ત્યાંના

મહારાજાએ રૂપીઆ ચાર લાખનો ખર્ચ કીધો છે. અને યુરોપીયન બાગબાનોની દેખરેખ હેઠળ આ સુશોભીત બગીચો બાંધ્યો છે. આ બગીચાની અંદર એક મોટી હોસપીટલબો જોવામાં આવે છે કે જેને "મેયો હોસ્પીટલ" કરી કહે છે.

જેપુરનું અસલ રાજધાની શહેર અંબર (Amber) કરીને કહેવાય છે. અંબરમાં રાજાનો મહેલ અને ગંજાવર કીલ્લો બહુ જોવા લાયક છે. આ મહેલના ગુંબજો, ઝરૂખાઓ, ભીંતો વગેરે ઉપરનું કોતરકામ ઘણુંજ જોવા લાયક છે. તેમજ દીવાને ખાસ અને દીવાને આમના થાંભલાઓ, બારી બારણાઓ વગેરે ઉપરનું કોતરકામ પણ જોવા લાયક છે. જેથી કોઈ યુરોપીઅન અથવા બીજા મુસાફરો ત્યાં જોવા જાય છે, તેઓ આ મહેલની જાતજાત વખાણ કરે છે. એ ઉપરથી આપણે સમજવાનું છે કે આ રાજ મહેલનું કોતરકામ કેવું હશે. અંબર મહેલ જોવા માટે આપણને પરવાનો લેવો પડે છે, જે પરવાનો આપણે કોઇબી હોટલમાં ઉતર્યા હોઇએ તે હોટલના મેનેજરને કહેવાથી મળી શકે છે. મહેલ જોવા જવું હોય તો બનતાં સુધી સહવારના પહોરમાં ઉપડવું જોઇએ કે જેથી આપણને સુંદર કુદરતી રચનાના દેખાવો,

ઉંચા પહાડો, ઉંડી ખીણો, વગેર જોવાનું મળે. અંબર મહેલની નીચે એક મોટો તળાવ આવેલો છે, અને ઉપરથી જો આપણે ઉભા રહી તળાવના પાણીમાં તેનો પડછાયો જોઇએ તો જાણે એક મોટી કાચની આરસીના તકતા ઉપર અંબર પેલેસ અને તેનો ગંજાવર કીલ્લો ચીતારેલો હોય એમ દેખાય છે. ત્યાંના રહેવાસીઓ એમ કહે છે કે આ મહેલમાં એક દાખલ થવાનો દાદર હતો જેનું કોતરકામ અને બાંધણી એટલી તો સુદર અને વખાણવા લાયક હતી કે, શહેનશાહ જહાંગીરને પોતાના રાજ્યમાં લઇ જવાનું મન થયું, અને આ કારણને સબબે જયપુરના રાજાએ આવું સુંદર કોતરકામ જહાંગીર પાદશાહને આપી દેવા કરતાં તે સુંદર કોતરકામ ઉપર ચુંનાનું પડ ચઢાવી દઇ સઘળું કોતરકામ ઢાંકી દેવાનું વધારે પસંદ કર્યું.

મહારાજા સાહેબની એસ્ત્રોનોમીકલ ઑબઝરવેટરીનું કામબી ઘણુંજ વખાણવા લાયક છે. બીજી જોવા લાયક જગ્યાઓમાં "Tigers' Baghs," વાઘખાનું, Palace of the Wind," હવાઇ મહેલ, કીલ્લાઓ, "Council House," મહારાજા સાહેબનું હાથીખાનું, બગીખાનું (કે જેમા દોઢસો ઉપર ગાડી રહી

શકે છે,) હોસ્પીટલ, લોર્ડ મેયોનુ પુટલું, અને રામનુવાસ બાગ, કે જેમાં દરેક જાતના ફાડીખાનારા જનાવરો રાખવામાં આવેલાં છે.

અને ત્યાં બીજું જોવાનું એક મંદીર છે, જે જેપુરથી ત્રણ માઇલ દુર છે, કે જેને "ગળતર" અથવા "ગઉમુખ" કરીને કહે છે. એ દેહરૂં આજુબાજુ ઉંચા પહાડોની વચમાંની ઉંડી ખીણમાં આવેલું છે. દેવાલયને મથાળેના પહાડની બાજુમાંથી એક ગાયનું મોઢું કોતરી કહાડેલું છે, જેમાંથી રાત દીવસ પાણી પડયા કરે છે, અને નીચે આવેલા તળાવમાં જાય છે. એ તળાવની વચ્ચોવચમાં પથ્થરનું એક કમલનું ફુલ બાંધેલું છે, જેની ઉપર જાણે એક ભમરો કમલના ફુલપર બેસી તેમાંથી સુવાસ લેતો હોય તેમ, એક નાનકડું શોભાયમાન મંદીર બાંધેલુ છે.

---

# વાંસદા ગામની મુલાકાત.

## પહેલવહેલા પારસીઓ કયાં ઉતરયા હતા?

વાંસદા બીલીમોરાથી, બીલીમોરા સાહરા રેલવેમાં બેસી ઉનાઇના સ્ટેશનપર ઉતરી સાડા સાત માઇલ દુર ટાંગામાં જવાય છે. એ એક નાનું સ્ટેટ છે, જયાં રજપુત રાજા શ્રી ઇંદ્રસીંહજી પ્રતાપસીંહજી રાજ કરે છે. એ ગામની વસ્તી આશરે ૪,૦૦૦ માણસની થવા જાય છે, અને આખા સ્ટેટની વસ્તી કુલ્લે ૪૪,૦૦૦ થવા જાય છે, એ સ્ટેટની આવક પણ સારી છે. ઉનાઈમાં ગરમ પાણીના કુંડ (Hot water springs)આવેલા છે. એ કુંડો ગાયકવાડ સરકારના તાબામાં છે. કુંડ બધા મળીને ત્રણ છે, જેમાંનો એક તદન ઉતરતી કોમ (ધેડા) માટે છે, એ કુંડમાં ત્યાંના રહેવાશીઓ વર્ષમાં એક વખત ઉનાઇની જાત્રા વેળાએ સ્નાન કરે છે અને હીંદુઓમાં એવી માન્યતા છે કે એ પાણીથી નાહયાથી

તેઓનું સઘળું પાપ ધોવાઈ જાય છે, તેમજ જે કોઈ માણસ વાયુ, લકવો, ગાઉટ વગેરે બીકટ દરદોથી પીડાતો હોય તે જો આ પાણીથી નાહાય તો તેનું દર્દ દફે થઇ જાય છે. ત્યાં વર્ષમાં એક વખત મોટી જાત્રા ભરાય છે જે વેળાએ ત્યાંનાંજ લોક નહી પણ આજુ-બાજુના ગામોમાંથી હજારો લોકો એ કુંડોમાં સ્નાન કરી પોતાની મુકતી મેળવવાના હેતુથી આવે છે. એ કુંડમાં નાહી રહીને કુંડની બાજુમાં એક મોટું મંદીર છે, કે જે વાંસદાના મહારાજા સાહેબના તાબામાં છે ત્યાં જઈને પુંજા કરે છે. જાત્રાને વખતે પાણી શરીરને લગાડી શકાય તેવું રહે છે. પણ બીજા દીવસોએ તે ઘણુજ ગરમ રહે છે.

જેમ મુંબઇના શેઠીયાઓ ગરમીની મોસમમાં માથેરાન ખંડાળા હવા ખાવા ઉતરી પડે છે તેમ બીલી-મોરા વગેરેના ગરીબ લોકો વાંસદા હવા ખાવા ઉતરી પડે છે. વાંસદા ગામ નવેમ્બર અને ડીસેમ્બર મહીનામાં ઘણુંજ રળીઆમણું લાગે છે. એ ગામની આજુબાજુ પહાડોની હારો આવેલી છે જેથી એ ગામનો દેખાવ ઘણોજ રળીઆમણો લાગે છે, હાલમાં ત્યાં ઘણોજ મોટો ફેરફાર થાય છે. જો કે વાંસદા એક નાનું ગામડું છે,

નો પણ ત્યાં સફાઇદાર રસ્તાઓ, ધર્મશાળા, બજારો, ગુજરાતી તેમજ ઇંગ્રેજી નીશાળો, પુસ્તકાલય, બંદી - ખાના, ન્યાયની અદાલતો, રાજમહેલ, બાગ બગીચાઓ વગેરે છે. એ ઉપરાંત પાણીના નળ તેમજ ટેલીફોનની પણ સગવડ રાખેલી છે. આગળ ચાલતા આ ગામ ઘણીજ સારી હાલતમાં આવી જશે એમાં કાંઈ સંદેહ નહી, કારણ કે ત્યાંના મહારાજા સાહેબ મોટા ખર્ચે ઉનાઇથી વાંસદા સુધીનો પાકો રસ્તો હાલ બાંધે છે, જેથી લોકોને ત્યાં જવાની ઘણીજ સવળતા થઈ પડશે. ઉનાઇથી વાંસદા જતાં મોટી નદીઓ પસાર કરવી પડે છે માટે તે ઉપર મોટા પુલો બંધાય છે ત્યાં દારૂ ગાર-વાની ભઠ્ઠી છે અને મહારાજાનું હાથીખાનું પણ છે જેમાં હાથીઓ રહે છે. ત્યાં સહવારના પહોરમાં પગે ચાલીને ફરવા જવાથી આજુબાજુના પહાડોની ઘટા અને દેખાવો જોવાથી આપણું દીલ ખુશ થાય છે. એવું કહેવાએ છે કે વાંસદાની પંદર માઇલ દુર એક મોટો પહાડ આવેલો છે જ્યાં જ્યારે પારસીઓ પોતાનું વતન ઇરાન દેશ છોડી આવ્યા ત્યારે થોડા જરથોસ્તીઓએ ઉતારો લીધો હતો, અને ત્યાંના ઘરડા દુબરાઓ આગળ વધી કહે છે કે આગળના વખતમાં લાંબી દાઢી સાથના

મજબુત બાંધાના, સફેદ પાઘડી અને સફેદ કપડાં પહેરેલા માણુસો આવી આ પહાડપર વસ્યા હતા. આ ગામમાં જોવાલાયક જગાઓ ઘણી છે, જેમાં મહારાજા સાહેબનો મેહેલ અને એઓનો મોટો બગીચો જોવા લાયક છે, અને એ બગીચો જોઇ આપણને પુનાનો "બંડ ગારડન" યાદ આવે છે, કારણકે આએ બગીચા આગળ એક મોટી ટેકડી આવેલી છે જે જોઇ આપણી આંખને ઠંડક લાગે છે. એ બગીચામાં દરેક જાતના ઝાડો આવેલાં છે અને આપણે જો બે ઘડી ત્યાં બેસીયે તો આપણું મનરંજન થાય છે. વાંસદા ગામની હવા દરદી માણસની તંદરોસ્તી સુધારી નાખે છે એટલુંજ નહી પણ આપનો ચેહરો ગોલાબી અને લોહીયાર બનાવે છે. હજુ પછી આ ગામ જોવા લાયક થશે. કારણ ત્યાં મીનારાઓ, રાજમ્હેલો, ટાઉન હોલ, હાઇસ્કુલ વગેરેની ઇમારતો બંધાઇ છે. આ ગામમાં દર શુક્રવારે બજાર ભરાય છે જ્યાંરે નજદીકના ગામોના લોકો બજારમાં ઉતરી પડે છે. વાસદા ગામમાં દશેરાના દીવસ પર મોટી ધામધુંમ થાય છે, દરબાર ભરાય છે, અને રાજા સાહેબની હાથીપરની મોટી સ્વારી નીકલે છે, તેની મહીમા જોવા તેમજ પોતાના લોકપ્રીય અને દયાળું

મહારાજાના પવીત્ર દર્શણ કરવા ગામે ગામના લોકો વાંસદા ઉતરી પડે છે અને સ્ત્રીઓ મહારાજાની આરતી ઉતારે છે. એ વેલા એટલાં લોકની મેદની મળે છે કે ચાલવાની પણ જગા રહેતી નથી અને એવું કહેવામાં આવે છે કે અગાઉ દર દશેરાને દીવસે એક મોટા ફરએ પાડાને એક ચોકક્સ જગયા આગળ કાપવામાં આવતો હતો કારણકે જો પાડાનો ભોગ નહી આપવામાં આવે તો દેવી ગુસ્સે થાય અને ગામમાં પ્લેગ ચાલે, એવી ત્યાંના લોકની માન્યતા હતી પણ હાલના સુધરેલા મહારાજા સાહેબે, છેલ્લાં ત્રણ ચાર વર્ષ થયા એ ધાતકી રીવાજ બંધ કરાવ્યો છે.

સાંજવર્તમાન, તા૦ ૧૭ મી જુલાઇ, ૧૯૧૭.

---